# કશ્યપકુલચન્દ્રિકા

અથવા

# કપોળ-વોરા વંશનો ઇતિહાસ



પ્રકાશક
શ્રી. ભગવાનદાસ ગોકુળદાસ વોરા
ભેરાઇવાળા

લેખક
બારોટ અંબાપ્રસાદ ખેંગરાવ

કપોળ જ્ઞાતિના બારોટ શ્રી અંબાપ્રસાદ ખંડેરાવ



કશ્યપકુલચન્દ્રિકાના કર્તા



મુંબઈમાં સી. પી. ટેંક ઉપર રામબાગમાં બારોટ શ્રી અંબાપ્રસાદ વોરા કુટુંબની વંશાવળી વાંચતા જણાય છે.

## અર્પણ પત્રિકા



**શેઠ શ્રી ભગવાનદાસ ગોકુળદાસ વોરા**

આપબળ અને સ્વ-પુરૂષાર્થના જોરે લક્ષ્મી સંપાદન કરીને જનસેવા અને પ્રભુપીત્યર્થે નિરભિમાનવૃત્તિથી જેમણે લાખો ખર્ચ્યા છે એવા વોરા કુટુંબના દિલેરદિલ સખાવતી અને પુણ્યશીલ વંશજ ભેરાઇવાળા **શેઠશ્રી ભગવાનદાસ ગોકુળદાસને** વોરાવંશની આ કીર્તિગાથા અર્પણ કરૂં છું. તેમના ઉદારદિલ, પ્રોત્સાહન અને જ્ઞાતિસેવાની ધગશને પરિણામે જ આ પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યું હોવાથી આ પુસ્તક તેમને જ અર્પણ થાય એ સાર્થક છે.

**લેખક**

# કશ્યપકુલચન્દ્રિકા

અથવા

# કપોળ-વોરા વંશનો ઇતિહાસ



લેખક :

બારોટ અંબાપ્રસાદ ખંડેરાવ

પ્રકાશક

શેઠશ્રી ભગવાનદાસ ગોકળદાસ વોરા ભેરાઇવાલા



શ્રી. અમૃતલાલ બાલાભાઈ વોરા



શ્રી. કાલિદાસ પરશોત્તમદાસ વોરા

આ પુસ્તક અંગે જરૂરી માહિતી, હકીકતો અને સાધનસામગ્રી મેળવવામાં તેમજ આ કાર્યને વેગ આપવામાં જેમણે સારો પરિશ્રમ ઉઠાવેલ છે તે ચાર વોરા બંધુઓ.



શ્રી. પીતાંબરદાસ દુર્લભદાસ વોરા



શ્રી. નંદલાલ દુર્લભદાસ વોરા

પ્રકાશક :
શ્રી. ભગવાનદાસ ગોકુળદાસ વોરા, ભેરાઇવાળા
આદમજી લુકમાનજીની કું., હાર્ડવેર
મરચન્ટ, કર્નાક બંદર, મુંબઈ નં. ૯



" Kapole thy name is Charity "

( કપોળ તારૂં બીજું નામ સખાવત છે. )



:: પુસ્તક મળવાનું સ્થળ ::
શ્રી. ભગવાનદાસ ગોકુળદાસ વોરા, ભેરાઈવાળા
આદમજી લુકમાનજીની કું
હાર્ડવેર મરચન્ટ, કર્નાક બંદર, મુંબઇ નં. ૯
અથવા ભેરાઇ (કાઠિયાવાડ)



મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

શેઠશ્રી ભગવાનદાસ ગોકળદાસ વોરાએ બેરાઈમાં બંધાવેલ શ્રી રામમંદિરની મૂર્તિએ.



राम रामेति रामेति रमे रामे मनोरमे। सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने॥

# લેખકના બે બોલ

કપોળ કોમ રૂપી વિશાળ વૃક્ષની રસવંતી ડાળી સમા વોરા કુટુંબની આ કીર્તિકથા જનતા સમક્ષ રજૂ કરતાં મને અતિ હર્ષ થાય છે.

યશસ્વીઓના કીર્તિગાન એ અમારો વંશપરંપરાનો ધર્મ છે; અને જૂની પેઢીના ઉજ્જવળ કાર્યોનો વારસો નવી પેઢીને સુપ્રત કરવાનું આજ એક સાધન છે. તેથી ભક્તમણિ સગાળશા શેઠના વંશની આ કીર્તિકથાને આલેખવાની કેટલાક ભાઇઓની સૂચના થતા તેને મેં ઘણી હર્ષભેર ઉપાડી લીધી હતી. અને ત્યાર પછી જુદા જુદા ઉત્સાહી ભાઇઓના સાથ પરિશ્રમ અને પ્રોત્સાહનને પરિણામે આ પુસ્તક આખરે બહાર પડે છે.

આ પુસ્તકના પ્રકાશન માટે સૌથી વધુ આભાર માનવાનો રહે છે બેરાઇવાળા શેઠ શ્રી ભગવાનદાસ ગોકળદાસનો. ગુપ્ત અને પ્રગટ દાનપુણ્યમાં જેમણે લાખો ખર્ચ્યા છે એવા શ્રી ભગવાનદાસ શેઠની ઉદારતાને પરિણામેજ અત્યારની યુદ્ધ સમયની મોંઘવારીમાં પણ આવા સુંદર પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યું છે.

કપોળ કોમને ઉજળી અને પ્રગતિશીલ રાખવા માટે જેઓ વર્ષોથી પરિશ્રમ ઉઠાવતા આવ્યા છે એવા આપણા જ્ઞાતિ સેવક શ્રી. ખુશાલદાસ કુરજી પારેખે પણ આ પુસ્તકના પ્રકાશનમાં જે જહેમત ઉઠાવી છે, તે માટે તેમનો રૂણી છું. આ પુસ્તકમાં પ્રસ્તાવના લખી આપવા બદલ તેમનો આભારી છું.

આ ઉપરાંત શ્રી કાલિદાસ પરશોતમ વોરા, શ્રી અમૃતલાલ બાલાભાઇ વોરા, શ્રી નંદલાલ દુર્લભદાસ વોરા અને શ્રી પીતાંબરદાસ દુર્લભદાસ વોરા એ ચારે વોરા બંધુઓએ આ પુસ્તક માટે ઉપયોગી માહિતી અને સામગ્રી પૂરી પાડવામાં પોતાના વખતનો કિંમતી ભોગ આપ્યો છે તે માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે.

શેઠ શ્રી હરગોવિંદદાસ જમનાદાસ રામજીએ આ પુસ્તકના પ્રકાશન પાછળ જે ઉત્સાહ પૂર્વક અંગત દેખરેખ અને પરિશ્રમ ઉઠાવ્યા છે તે માટે તેમનો પણ આભારી છું.

કમનસીબે શેઠ શ્રી હરગોવિંદદાસ આ પુસ્તક પૂરું થાય તે પહેલાં એકાએક તા. ૫–૫–૪૨ને સોમવારે રાત્રે ૧૧ વાગે હૃદય બંધ પડવાથી અવસાન પામ્યા છે; અને આ



શેઠશ્રી ભગવાનદાસ વોરાએ બંધાવેલ શ્રીરામ મંદિર તથા ગોકુલેશ્વર મહાદેવ (ભેરાઇ)

પુસ્તક તૈયાર જોવાની તેમની ખ્વાહેશ બર આવી નથી. તેમના જવાથી કપોળ કોમને એક સેવાભાવી સજ્જનની ખોટ પડી છે, અને વોરા કુટુંબે પણ એક માયાળુ વડીલ અને પીઢ છત્ર ગુમાવ્યું છે. ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો.

આ સિવાય બીજા જે જે ભાઇઓએ આ કાર્ય પાછળ મદદ કરી છે તે સૌનો આભાર માનું છું.

આ પુસ્તક અંગે જરૂરી માહિતી ફોટા વગેરે આપવામાં ઘણા ભાઇઓ તરફથી ઘણો વિલંબ થયો હોવાથી આ પુસ્તકના પ્રકાશનમાં પણ વિલંબ થયો છે.

પુસ્તકના પહેલા તેમજ બીજા વિભાગમાં કેટલેક ઠેકાણે જે જૂની ભાષા રાખવામાં આવી છે, તે તે જમાનાની અમારા ચોપડાની ભાષા હોવાથી એમને એમ રાખેલ છે.

આ પુસ્તકમાં પ્રાચીન તીર્થસ્થાનકો અંગેના જે ફોટાઓ લેવામાં આવ્યા છે, તે માટે જુનાગઢવાસી શ્રી માધવરાય કરસનજી જોશીનો આભાર માનવો ઘટે છે.

આ પુસ્તકમાં શિયાળ બેટના પુરાતની ઇતિહાસનું પ્રકરણ 'ભાવનગર સમાચાર'ના તંત્રીશ્રી જયંતિલાલ મોરારજી મહેતાના સૌજન્યથી આપી શકાયું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં પૂરતી કાળજી લેવામાં આવી છે; તો પણ વારંવાર યાદીઓ આપવા છતાં ઘણા ભાઇઓ પાસેથી વખતસર હકીકતો અને ફોટાઓ ન મળવાને લીધે આ પુસ્તકમાં જે કાંઇ ઉણપ રહી ગઇ હોય, બ્લોક અને ફોટા જૂના હોવાને કારણે બરાબર ન ઊઠયા હોય, અથવા તો મુદ્રણ દોષના કારણે કોઇને અજાણ્યે અન્યાય થઇ જવા પામ્યો હોય, તો વાચકો ઉદાર દિલે આ કામની મુશ્કેલીઓ ખ્યાલમાં લઇને દરગુજર કરશે એવી આશા છે.

ત્રીજા વિભાગમાં વોરા કુટુંબના વંશજોની સખાવતનો નિર્દેશ કરવામાં આવ્યો છે; તેને તેના જીવનચરિત્રો માની લેવાની કોઇ ભૂલ ન કરે. આ બધા સખાવતપ્રેમીઓની જીવન-કથાઓ આપવા બેસીએ તો તો કદાચ દરેકને માટે નોખું નોખું પુસ્તક લખવું પડે. એટલે આ પુસ્તકમાં તો આ ગૃહસ્થોની સખાવતી પ્રવૃત્તિનો જ ઉલ્લેખ કરીને સંતોષ માનવો પડયો છે.

અંતમાં વોરા કુટુંબના વંશજો પોતાના પૂર્વજોની આ યશગાથાને વાંચે વિચારે અને પૂર્વજોના પુણ્યકર્મની યશગંગાને સદાય વહેતી રાખે એવી પ્રાર્થના સાથે વિરમું છું.

બારોટ અંબાપ્રસાદ ખંડેરાવ




શ્રી. સૂર્યનારાયણની મૂર્તિ

## કશ્યપ ગોત્રની કીર્તિ કિતાબ : કશ્યપકુળચન્દ્રિકા

**કશ્યપ**કુળચન્દ્રિકાની પ્રસ્તાવના લખવા માટે મને મારા વડીલ મિત્ર શ્રી. ભગવાનદાસ ભાઇ તથા સ્નેહી બારોટ શ્રી અંબાપ્રસાદજીએ આગ્રહ કરતાં તેમનાં બન્નેના મારા પરના અત્યંત પ્રેમને લીધે એ કાર્ય માટે હું ના પાડી શકયો નથી. આ બાબતમાં મારી લાયકાત એટલી જ છે કે હું કશ્યપ ગોત્રના વંશજોમાંથી ઘણાના સમાગમમાં આવ્યો છું એટલે તેમને નીકટથી જાણવાની પણ મને ખૂબજ તક મળી છે.



શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ

આપણી જ્ઞાતિનો પરાપૂર્વનો ઇતિહાસ જાણવાની આજે ઘણા ભાઇઓને ઇંતેજારી થઇ છે, અને થાય તે સ્વભાવિક પણ છે. કપોળ જ્ઞાતિનું સ્થાન કાઠિયાવાડ અને મુંબઇમાં અનોખું છે. કપોળ જ્ઞાતિ તેમની સખાવતો અને સખી દિલ સજ્જનો માટે તેમજ કેળવણીમાં ઉત્તેજન માટે મશહૂર અને મગરૂર છે. આવી આપણી કપોળ જ્ઞાતિનો ઇતિહાસ આપણને જાણવા અને સમજવા મળે એ આપણે માટે સદ્‌ભાગ્યની વાત છે. કપોળ કોમનો ઇતિહાસ આજે વર્ષોથી કપોળ કોમના બારોટશ્રી જાળવતા આવ્યા છે. તે ઇતિહાસ અત્યાર સુધી બારોટશ્રીના ચોપડાઓમાં જ લખાયેલો પડયો હતો, પરંતુ હાલના બારોટ શ્રી અંબાપ્રસાદજીના ઔદાર્યથી આપણુ સૌને તે જાણવા મળે છે, એટલું જ નહિ, પણ તે છપાવી જનસમાજની જાણ માટે આપણે પ્રસિદ્ધ કરાવી શકયા છીએ, એ કોઇ ઓછા લાભની વાત ન કહેવાય.

ઇતિહાસની મહત્તા પૂરાણકાળથી ચાલી આવે છે. પશ્ચિમમાં તો જૂના ઇતિહાસનાં સંસ્મરણો માટે સંશોધકો લાખો રૂપિયા ખર્ચી નાંખે છે. હિંદુસ્તાનના વિચારકો પણ આજે તેને એટલું જ મહત્વ આપતા થયા છે. આપણને આ બધું આટલી સહેલાઇથી બારોટશ્રી પાસેથી મળ્યું છે, તે માટે ખરેખર જ આપણે તેમના અત્યંત ઋણી છીએ.




ત્રિનેત્રેશ્વર મહાદેવનું મંદિર.

કપોળ કોમમાં ચૌદ ગોત્રો હસ્તી ધરાવે છે તેમાં કશ્યપ ગોત્રના ભાઇઓની વંશાવળી અને મનાં સત્કાર્યોની નોંધ તથા તેના અગ્રેસરોનો આછો જીવન પરિચય આ પુસ્તકમાં આપવામાં ાવે છે.

કશ્યપ ગોત્રમાંના વોરા અને કીકાણી ભાઇઓનાં લગભગ કુલ ત્રણસો ઘરો હોય એમ ા પુસ્તક પરથી પ્રતીતિ થાય છે, અને તેમનો મૂળ વસવાટ મુખ્યત્વે કરીને દેલવાડા જાફરાબાદ ને તેની આજુબાજુનાં પ્રદેશોમાં હોય તેમ માલૂમ પડે છે. કપોળ જ્ઞાતિના આ વિભાગે કપોળ મમાં મહત્વનું સ્થાન મેળવ્યું છે એમ તેમનો આ ઇતિહાસ વાંચતા આપણને સહેજે ગ્રાઇ આવશે.

વોરા ભાઇએ શેઠ સગાળશા જેવી ધાર્મિક, ઉદાર, એકવચની અને સજ્જન વ્યક્તિના ાજો હોવાનું ઇતિહાસ કહે છે, અને બારોટશ્રીનો ચોપડો એની સાક્ષી પૂરે છે. અને એટલે સગાળશાના એ સદ્દગુણો એમના વશંજો એટલે કે વોરા ભાઇઓમાં ઉતર્યા છે એમ મની અનેકવિધ સેવા પ્રવૃત્તિઓ પરથી ફલિત થાય છે.

વોરા ભાઇઓની જાહેર સખાવતોનો જે ઉલ્લેખ પછવાડેનાં પાનાઓમાં કરવામાં આવ્યો તે સખાવતોનો સરવાળો જો ગણવા જઇએ તો ઓછામાં ઓછો **પચાસ લાખનો** થવા . છે. આ સખાવતો જુદા જુદા પ્રકારની છે. ધર્મશાળાઓ, દવાખાનાઓ, ધર્માલયો કેળ- ોની શાળાઓ, સેનેટોરિયમો, વિગેરે વોરા ભાઇઓ તરફથી જુદે જુદે સ્થળે બાંધવામાં વ્યા છે, અને નિભાવવામાં આવે છે.

વોરા રામજી પુરૂષોત્તમનાં કુટુંબે મુંબઇમાં આપણી જ્ઞાતિમાં અને જાહેરજીવનમાં વોરા બને પ્રસિદ્ધ કર્યું છે. શેઠ મનમોહનદાસ રામજી જેવા કુશળ વ્યાપારી અને ઉદ્યોગપતિ રા કુટુમ્બમાં થઇ ગયા. કપોળ નિવાસો જેવી કોમને ઉપયોગી સખાવતોની પહેલ કરનાર શેઠાણી ઝવેરબાઈ, અને મુંબઇની ગુજરાતી હિંદુ સ્ત્રીઓમાં અગ્રસ્થાન મેળવનાર લેડી ીબાઇ જેવા સન્નારી પણ વોરા કુટુંબનાં જ પુત્રીઓ છે. દેલવાડા, રાજુલા અને જાફરા- ની નગરશેઠાઇ પણ આજે વરસોથી વોરા કુટુંબજ ભોગવતું આવ્યું છે.

વોરા કુટુંબની વંશાવળી તૈયાર કરવાની પ્રેરણા ધડિયાળના જાણીતા વેપારી ભાઇ લદાસના પિતાશ્રી જમનાદાસ ગીગાભાઇને થઈ હતી અને તેમણે વોરા કુટુંબનો આંબો ર કરવામાં સારી મહેનત લીધી હતી. ત્યારપછી આ આંબો તૈયાર કરી તેને જાહેરમાં ા ભાઈ પરશોતમદાસ જમનાદાસ રામજીએ ખૂબ પ્રયાસ કર્યો હતો. અને મુંબઇમાં રહેતા ા ભાઇઓને તેમાંથી ઘણું જાણવાનું મળ્યું હતું.

બારોટ શ્રી અંબાપ્રસાદ બેરાઇ મુકામે જતાં ભાઈશ્રી ભગવાનદાસ ગોકળદાસ વોરાએ ની પાસે વોરા કુટુંબની વંશાવળી તૈયાર કરવા માગણી કરી અને તેમાં બારોટશ્રીએ સંમતિ તાં વોરા કુટુંબની એ વંશાવળી-ઇતિહાસ રૂપે પ્રસિદ્ધ થતી આજે આપણે જોઇએ છીએ.

વોરા કુટુંબને ભાઇશ્રી ભગવાનદાસભાઇનો પરિચય આપવાની જરૂર હોય જ નહિ. ુ અન્યત્ર પ્રસિદ્ધ કર્યા પ્રમાણે વોરા કુટુંબની, કપોળ કોમની અને જનસમાજની જે સેવા ની વૃત્તિ અને નિરભિમાન સરળ સ્વભાવ આપણે શ્રી ભગવાનદાસભાઇમાં જોઇએ છીએ

તેવી વૃત્તિ તો બીજા ઘણા ઓછા ભાઈઓમાં માલૂમ પડશે. તેમનું દાન જાહેર કરતાં ખાનગીમાં મોટા પ્રમાણમાં છે. તેમના જેવા સજ્જને આ પુસ્તક તૈયાર કરાવવામાં અને તેની પછવાડે ધાર્યા કરતાં પણ થએલો ઘણો વધારે ખર્ચ પોતાના હંમેશના ઉદાર સ્વભાવ મુજબ ભોગવી લેવાની જે ઉદારતા એમણે દાખવી છે, તે માટે વોરા ભાઈઓ હંમેશા તેમના ઋણી રહેશે એમ મારૂં માનવું છે. તેમની આ શુભ ભાવના સફળ કરવામાં ઘણા યુવકોએ ફાળો આપ્યો છે, જેમની અથાગ મહેનત સિવાય આ પુસ્તક પ્રગટ થવામાં ઘણો વિલંબ થયો હોત.

છેવટ આ પુસ્તક વોરા કુટુંબને તો મહત્વનું છે જ પણ સાથે સ થે અન્ય ગોત્રીઓને પણ પ્રેરણા આપશે અને વોરા કુટુંબ કપોળ કોમમાં જે ઉજ્જવળ પંક્તિએ છે, તેમાં હરહંમેશ વધારે ઉજ્જવળ થતું રહે. અને વોરા કુટુમ્બના નરનારીઓ કોમને અને દેશને ગૌરવવંતા બનાવતા રહે એવી શુભાશા સેવી વિરમું છું.

વિઠ્ઠલ સામના બિલ્ડીંગ ૨
મુંબઈ

જ્ઞાતિ સેવક
ખુશાલદાસ કુરજી પારેખ



કપોળ, સોરઠીઆ તથા કંડોળીયા બ્રાહ્મણોની આદ્ય કુળદેવી.



લક્ષ્મી સ્વરૂપ, સામુદ્રીમાતાનું મંદિર.

# ક્ષમાયાચના

"કશ્યપકુલચન્દ્રિકા" નું આ પુસ્તક તૈયાર કરી છપાવવાનો નિર્ણય થયા પછી બહુ લાંબે ગાળે એ પ્રસિદ્ધ થાય છે. આ પ્રકાશનમાં થયેલો વિલંબ અનિવાર્ય હતો એ નીચેની હકિકતથી વાંચકબંધુઓને વિદિત થશે.

કાઠિયાવાડના પ્રવાસે નીકળેલા આપણા બારોટશ્રી અંબાપ્રસાદ ખંડેરાવ સંવત્ ૧૯૯૩ માં ભેરાઇ પધાર્યા હતા ત્યારે તેઓશ્રીએ ત્યાં આગળ શેઠ ભગવાનદાસ ગોકુળદાસ વોરા પાસે શિહોર વાળા મહેતા કુટુંબની વંશાવળીનું પોતે તૈયાર કરી આપેલ પુસ્તકના જેવું વોરા ભાઇઓની વંશાવળીનું પુસ્તક પણ તૈયાર કરી આપવાની ભાવના દર્શાવી હતી; શ્રી. ભગવાનદાસ શેઠે તેમના ઉદાર સ્વભાવાનુસાર તરત જ બારોટજીને પુસ્તક તૈયાર કરવાની પરવાનગી આપી. અને આ કામગીરીના બદલામાં સારી જેવી રકમ બારોટજીને ભેટ તરીકે પ્રથમથીજ અર્પણ કરી.

આ વાત બન્યા પછી બારોટજી કાઠિયાવાડના બીજા ગામોના પ્રવાસમાં બે ત્રણ વર્ષો સુધી રહ્યા અને તેથી આ કાર્ય તેઓ હાથ ધરી શક્યા નહીં. પણ ગઇ સાલ એટલે સં. ૧૯૯૭ માં બારોટજીનું અહીંઆ મુંબઇમાં આગમન થતાં એ કાર્ય હાથ ધરાયું. જો કે આ કાર્ય ધારવા જેટલું સહેલું નહોતું જ. વોરા વંશજોના મૂળ પુરૂષથી માંડીને આજ સુધીની ચાલુ પેઢીઓની તારવણી તેમના ચોપડાઓમાંથી કરવાની હતી. આ કાર્યમાં મદદરૂપ થવા શ્રી અમૃતલાલ બાલાભાઇ વોરાની સેવા બારોટજીને શ્રી. ભગવાનદાસ ભાઇએ અપાવી. આ ભાઇએ બારોટજી પાંસે દિવસરાત બેસી તેમના ચોપડામાંથી વંશાવળીઓના ઉતારા લીધા અને પુસ્તક રૂપે તે પ્રસિદ્ધ થાય તે પહેલાં ભૂલચુક સુધારવાની તક મળે તે ખાતર જાહેર ચોપાનીઆ તથા છાપાંઓ દ્વારા વોરા ભાઈઓને પોતાની પેઢીઓ તપાસી જવા અને ન લખાયેલી હોય તો તે લખાવી જવા વારંવાર વિજ્ઞપ્તિઓ કરવામાં આવી. તદુપરાંત શેઠશ્રી હરગોવનદાસ જમનાદાસ રામજીના પ્રયાસથી રામબાગમાં વોરા ભાઇઓની જાહેર સભાઓ ભરવામાં આવી અને તેમાં બારોટજી પાસેથી વોરા ભાઇઓની વંશાવળી તથા તેનો જાણવા જોગ ઇતિહાસ વાંચન અને વિવેચન રૂપે રજૂ કરાવરાવ્યો હતો, અને આમાં જો કાંઇ ભૂલ ચુક રહેતી હોય અથવા સુધારા વધારા કરાવવા જેવા હોય તો તે મુજબ જેમ બને તેમ વેળાસર તે કરાવી જઇ પ્રકાશકની ઇચ્છાનુસાર આ પુસ્તક બને તેટલું સંપૂર્ણ બનાવવામાં મદદ રૂપ થવાની વોરા ભાઇઓને

## કુળદેવીઓની પ્રાચીન મૂર્તિઓ.



મધ્યમાં સામુદ્રી, જમણી બાજુ પીપળવાસીની, ડાબી બાજુ ધાબળીયાળી
નીચે અન્નપુર્ણેશ્વરી.

વિનતિ કરવામાં આવી હતી. આપણા કેટલાક ભાઇઓએ આમાં સારો ઉત્સાહ બતાવ્યો પણ આપણા લોકોના મૂળ સ્વભાવાનુસાર ઘણા ભાઇઓ આ કાર્ય પ્રત્યે ઉદાસીન રહ્યા. તેઓને ઢંઢોળીને જાગ્રતિમાં લાવતાં ઘણો સમય ગુમાવવો પડયો. જેનો ઉલ્લેખ કરતાં અમને અવશ્ય દુઃખ થાય છે. પ્રથમ જે પ્રેસમાં પુસ્તક છપાવવા આપેલું તેનું કામ બરાબર નહીં હોવાના સબબે પુસ્તકમાં અનેક અશુદ્ધિઓ અને ત્રુટીઓ રહી જતી હોવાથી જે કેટલોક ભાગ પુસ્તકનો છપાઇ ગયેલો હતો તે રદ કરવામાં આવ્યો અને બીજા સારા પ્રેસમાં પુસ્તક છપાવવાનું કાર્ય શેઠ શ્રી. હરગોવનદાસભાઇ તથા શ્રી. ખુશાલદાસભાઇની સલાહ અને દોરવણી નીચે એક પત્રકાર ભાઇને સોંપવામાં આવ્યું; જેના પરિણામે આટલું આકર્ષક અને માહિતીપૂર્ણ પુસ્તક અસ્તિત્વમાં આવી શકયું છે. પ્રથમ તૈયાર કરવામાં આવેલાં પુસ્તકમાં વોરા કુટુંબની ઉત્પત્તિનો ઇતિહાસ અને તેની વંશાવળી એ બેજ વિભાગો રાખવામાં આવ્યા હતા પણ પછીથી આની સાથે સખાવતી વિભાગ સામેલ કરવાનું ઉચિત જણાતાં એ દિશામાં પ્રયત્ન કરવામાં આવ્યા અને વોરા કુટુંબના દાનવીર તેમજ સેવાભાવી કાર્યકર્તા ભાઇ બહેનોની હકિકતો અને છબીઓ મેળવવામાં પણ ઘણો સમય વ્યતિત થયો. આટલું બન્યા પછી પણ હજી વિશેષ સમય લેવાનું જાણે કુદરતે નિર્માણ કર્યું હોય તેમ વર્તમાન વિગ્રહ હિંદના દ્વાર સુધી આવી પહોંચ્યાના ભયથી લાગતા વળગતા સૌ પોતપોતાના અંગત વ્યવસાયમાં રોકાઇ ગયા ! આથી કાર્ય પૂરૂં થવામાં શરૂઆતથી જ એક યા બીજા કારણસર થતી ઢીલમાં વધારો થયો. बलीयसी केवलम् इश्वरेच्छा । એ યથાર્થ જ છે. જેની ખાત્રી આ કાર્યમાં એક નહિ પણ અનેકવાર અમને મળી અને આજે એટલા બધા વિલંબ અને મુશ્કેલીઓ પસાર કરીને અમારા દૃષ્ટિબિન્દુ પ્રમાણે બન્યું તેટલું સંપૂર્ણ સ્વરૂપમાં આ પુસ્તક તમારી પાસે સાદર કરી શકાયું છે તે એજ પરમ કૃપાળુ ઇશ્વરની ઇચ્છાનું ફળ છે જેને માટે આપણે સૌ તેમનો આજે ખરા દિલથી આભાર માનીએ !

આ સ્થળે એટલું નિર્દેશ કરવાની લાલચ અમે રોકી શકતા નથી કે શેઠ ભગવાનદાસ-ભાઇની સંગીન આર્થિક મદદની ઉદારતા, બારોટશ્રીનો સહકાર, ભાઈ કાળીદાસ પુરૂષોતમદાસ તથા ભાઇ અમૃતલાલ બાલાભાઇના સબળ પરિશ્રમ, શેઠશ્રી હરગોવિંદદાસની ચીવટાઇભરી દોરવણી અને શ્રીયુત્ ખુશાલદાસભાઇના સતત્ પ્રોત્સાહન વિના આ આપણી "કશ્યપ કુળ ચંદ્રિકા" આવી પ્રસિદ્ધ થવા પામી ન હોત એમ અમારૂં નમ્ર માનવું છે.

આજના આપણા આ પુસ્તક પ્રસિદ્ધિના આનંદમાં એજ આપણા સૌની દિલગીરી છે કે માનનીય શેઠશ્રી હરગોવનદાસ કે જેમણે આ પુસ્તકના પ્રકાશનની યોજનામાં મૂળથી જ ખૂબ રસપૂર્વક ભાગ લઇ તેના અંત સુધી ભારે પરિશ્રમ ભરી દોરવણી આપી હતી તેઓ આજે આપણી વચ્ચે નથી. તેઓના પરિશ્રમના પરિપાક જેવું આ પુસ્તક પ્રસિદ્ધિ પામે તે પહેલાં જ ક્રૂર કાળે તેમને આ સંસારમાંથી ઝડપી લીધા છે. પણ આજે તેમનો આત્મા આ કાર્યની આખર સિદ્ધિ થવા માટે આપણને અવશ્ય આશિષ આપતો હશે.

આ પુસ્તકને યથાશક્તિ સંપૂર્ણ અને મહિતીપૂર્ણ બનાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં શરતચુકથી કોઇના નામ અથવા શુભકામનો નિર્દેશ થવાનું રહી જવા પામ્યું હોય

## સ્થાન નગરના ખંડિયેરો.



આ નગરનો વિનાશ વિ. સાં. ૨૭૨ માં થયો હતો.

અથવા તો છાપખાનાના ભૂતના ગોટાળાને પરિણામે કંઇ ભૂલચુક રહી જવા પામી હોય તો વોરા બંધુઓ આ કામની મુશ્કેલી અને વિશાળતા જોતાં અમને ક્ષમા કરશે એવી આશા છે; અને તેઓ અશુદ્ધિઓ પ્રત્યે અમારૂં લક્ષ્ય ખેંચશે તો જ્યારે બીજી આવૃત્તિના પ્રકાશનનો સુયોગ થશે ત્યારે તેનું અવશ્ય નિવારણ થશે એટલી ખાત્રી આપીએ છીએ.

અંતમા, આ પુસ્તકના પ્રકાશનમાં અમે ઉપર જણાવી ચૂકયા તેમ જે અનિવાર્ય વિલંબ થયો છે તે માટે અમારા વોરા બંધુઓ અમને ક્ષમા કરશે એવી યાચના સાથે વીરમીશું. અસ્તુ.

મુંબાઇ
જન્માષ્ટમી સાં. ૧૯૯૮

લિ. સેવકો
નંદલાલ દુર્લભદાસ વોરા
પીતાંબરદાસ દુર્લભદાસ વોરા





ભક્તમણિ સગાળશાનું જન્મસ્થાન શિયાળબેટ.
હોડીમાંથી લીધેલો દેખાવ.



શિયાળબેટમાં શેઠશ્રી સગાળશાએ બંધાવેલું ગંગાતળાવ.

# અનુક્રમણિકા

શ્રી, ચાંચુડેશ્વર મહાદેવ ( ચાંચબંદર નજીક )





શ્રી. શિયાળબેટમાં ભક્તમણિ સગાળશાનું સ્મરણ ચિન્હ :
ચેલૈયાનો ખાંડણીયો.

## શુદ્ધિ પત્રક

| | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| વિભાગ ૧ લો. | ૮ | ૬ | વસા | વીસા |
| ,, | ૧૧ | છેલ્લી | રહ્યા | રહ્યો |
| ,, | ૧૩ | ૧૮ | વેશ્ય | વૈશ્ય |
| ,, | ૧૪ | ૧૫ | સોરાષ્ટ્ર | સૌરાષ્ટ્ર |
| ,, | ૧૮ | ૧૮ | પારાણિક | પૌરાણિક |
| ,, | ૧૯ | ૨૬ | સુખાવો | સુખાળો |
| ,, | ૨૧ | ૧૨ | અતિહાસિક | ઐતિહાસિક |
| ,, | ૨૮ | ૧૫ | રૂષિ વિશ | રૂષિ વંશ |
| ,, | ૨૯ | ૧૧ | સામગી | સામગ્રી |
| ,, | ૩૦ | ૧૧ | સોરાષ્ટ્ર. | સૌરાષ્ટ્ર |
| વિભાગ ૨ જો | ૩૩ | ૮ | નીલમ | નીલમ |
| ,, ,, | ૧૦૪ | ૧ | જ. સં. ૧૯૮૨ | જ. સં. ૧૯૯૨ |
| | | | परियातनी | परिवार्तिनी |
| વિભાગ ૩ જો | ૬ | ૫ | સને ૧૯૪૬ | સને ૧૯૦૬ |
| | ૧૨ | ૨૯ | હિદુસ્તાન | હિંદુસ્તાન |
| | ૧૫ | ૧૪ | પ્રમુખ | ઉપ પ્રમુખ |
| | ૨૯ | ૧ | રંગન | રંગના |
| | ૩૧ | ૬ | ખચે | ખચેં |
| | ૪૪ | ૯ | દુકાનમ | દુકાનમાં |
| | ૪૭ | ૧ | दुर्गर्तिम् | दुर्गतिम् |

## કશ્યપગોત્રી કપોળ વણિક વોરાની કુળદેવી ઝુંડમાતા.



ચોરવાડીતું ઝુંડ.



ચોરવાડી ( ચોરવાટેશ્વરી ) ના નામ ઉપરથી વસાયેલું હાલનું ચોરવાડ.

## વોરા કુટુંબને આંબો



શેઠ શ્રી. હરગોવિંદદાસ જમનાદાસ અને શેઠ શ્રી. પુરૂષોત્તમદાસ જમનાદાસે આ આંબો તૈયાર કરાવીને કપડામાં ચિતરાવેલ છે.

પ્રકરણ ૧ લું

## કપોળ કોમ : એક આછો પરિચય

" Kapole thy name is charity "
" કપોળ તારું બીજું નામ સખાવત છે. "

શાસ્ત્રોમાં દાન, ભોગ અને નાશ એ ધનની ત્રણ ગતિ કહી છે. અને આ ત્રણે ગતિમાં શ્રેષ્ઠ એવા દાનના મંત્રને ઝીલનારી હિંદની સખાવતે-મશહૂર કોમોમાં પારસી, ભાટિયા અને જૈનોની સાથે કપોળ કોમ પણ પોતાની કરોડોની વ્યાપક સખાવતોથી ઉપર અંગ્રેજીમાં ટાંકેલી પંક્તિને સાર્થક બનાવી રહી છે. પરંતુ આ કોમની એક ખાસ વિશિષ્ટતાની ઘણા થોડાને ખબર છે, કે આ કરોડોની સખાવત કરનારી કપોળ કોમની જનસંખ્યા માત્ર પચીસ હજાર છે, છતાં તેની સખાવત બીજી મોટી કોમોની હરોળમાં ઉભી રહે છે, એ આ કોમના પુરૂષાર્થ અને દાનવીરતાનો સચોટ પુરાવો છે.

પ્રાચીન વર્ણાશ્રમધર્મ પ્રમાણે બ્રાહ્મણો પોતાના જ્ઞાનથી, વૈશ્યો પોતાના દાનથી, ક્ષત્રિયો પોતાના શૌર્યથી અને શૂદ્રો પોતાની સેવાથી શોભે છે. કપોળોએ પોતાના છૂટા હાથના દાનથી પોતાના વૈશ્યપણાને શોભાવ્યું છે. ઉદાર દિલની સખાવત એજ તેમની યશકલગી છે. આ સખાવત કોઇ એક જ વાડામાં કે કોઇ એક જ દિશામાં પૂરાઇ રહી નથી. પરહિતાર્થે ધનનો ભાર ઉતારીને જાણે કૃતકૃત્ય થતા ન હોય એવી દિલની ઉદારતાથી કપોળોએ જૂના નવા સર્વ ક્ષેત્રોમાં મોકળે હાથે નાણાં વેર્યાં છે. મંદિરોમાં અને હવેલીઓમાં, સદાવ્રત અને ધર્મશાળામાં, વાવ કુવા અને ચબુતરામાં, બોર્ડીંગો અને નિશાળોમાં, હોસ્પીટલો અને પ્રસૂતિગૃહોમાં, સેનેટોરીયમ અને નિવાસસ્થળોમાં જ્યાં જુઓ ત્યાં કપોળોની સખાવતના સીંચન સર્વ સ્થળે માલુમ પડશે.

લાખો અને કરોડોના કમાનારા ઉદ્યોગપતિઓ કે પુરૂષાર્થીઓનો આપણે ત્યાં તોટો નથી; અને આ કમાયેલી લક્ષ્મીથી પોતાની જ મૂર્તિપૂજા કરનારા મોજશોખીઓ પણ હિંદમાં ઓછાં નથી. પરંતુ આ લક્ષ્મીને પોતાની નહિ ગણતાં જનતા જનાર્દનની છે એમ ગણીને ઈશ્વરપ્રીત્યર્થે વાપરનારા દાનવીરો કપોળ કોમમાં

## વોરા કુટુંબના આંબાનું સૂચક ચિત્ર



વોરા કુટુંબના આંબાનું આ તૈલચિત્ર શેઠ શ્રી. હરગોવિંદદાસ જમનાદાસ વોરાએ તૈયાર કરાવેલ છે.

ઘણા મોટા પ્રમાણમાં પાકયા છે એ હકીકતની વસ્તુ હોવાથી જ "કપોળ તારૂં બીજું નામ સખાવત છે" એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

મુંબઇના નાનકડા પરામાં સમાઇ રહે તેવડી આ નાનકડી કોમ આજે પોતાના વાણિજ્યવેપાર અર્થે હિંદમાં સર્વ સ્થળે વિખરાયેલી માલુમ પડશે. છતાં તેનો મુખ્ય વસવાટ તો કાઠિયાવાડમાં અને તે પણ ગોહેલવાડ પ્રાન્તમાં વધુ છે. કાઠિયાવાડમાં ભાવનગર, અમરેલી, શિહોર, પાલીતાણા, વળા, કુંડલા, મહુવા, રાજુલા, જાફરાબાદ, ચિત્તળ, ઉના દેલવાડા વગેરે સ્થળોમાં તેની વસ્તી છે. વળી ગુજરાતમાં ધંધુકા, ધોલેરા, સુરત, ભરૂચ, સોનગઢ વ્યારામાં પણ થોડી વસ્તી છે. આ ઉપરાંત મહારાષ્ટ્રમાં નાસિક, કૈસુર બોરડી, પુના, તેમ જ મુંબઇ અને તેના માટુંગા, વિલેપાર્લે ઘાટકોપર વગેરે પરાંઓમાં પણ કપોળ કોમનો મોટો વિસ્તાર છે.

કપોળ કોમ મુખ્યત્વે વેપારી હોવાથી આ કોમનો મોટો પુરૂષાર્થ વેપારમાં જ જણાઇ આવે છે; છતાં આ કોમમાં મુત્સદ્દીઓ પણ પાકયા છે. મહમ્મદ બેગડાના સમયમાં માકા મહેતા, અકબરના સમયમાં ગુજરાતના સૂબા મુરાદબક્ષના મંત્રી શ્રી. ભવાનીદાસ થઇ ગયા. ઉપરાંત ગોહેલ રાજ્યોનાં ઘણા કપોળોએ કારભારૂં કરીને રાજા પ્રજા ઉભયનો ચાહ મેળવ્યો હતો. શિહોર, ભાવનગર, મહુવા, રાજુલા વગેરે જ્યાં જ્યાં કપોળની મોટી સંખ્યા છે તે સ્થળોમાં વર્ષો સુધી નગરશેઠોની પદ્વી કપોળો ભોગવતા આવ્યા છે.

શ્રી. મહિપતરામ રૂપરામ નીલકંઠે 'ઉત્તમ કપોળ'માં જેમની જીવનકથા આલેખી છે તે ગુજરાતના જાણીતા સમાજસુધારક શ્રી. કરસનદાસ મૂળજી પણ કપોળ કોમનું જ રત્ન હતા. મુંબઇની દેશી વેપારી ચેમ્બરના આદ્ય સ્થાપક અને શાહ સોદાગર સર મનમોહનદાસ રામજી પણ આજ કોમના દીપક હતા. સર્વ કોમની સમભાવે સેવા કરનારી મુંબઇની સર હરકીસનદાસ હોસ્પીટલ જેમના નામથી ચાલે છે તે સર હરકીસનદાસ પણ કપોળ કોમમાંજ થઇ ગયા. તેમ જ અનેક મહિલા પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લેનાર લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ પણ કપોળ કોમના જ સન્નારી છે. અને આ ચાલુ યુગમાં આવીએ તો કપોળ કોમમાંથી ડોકટરો, વકીલો ઇજનેરો અને બીજા શિક્ષિતોની સારી સંખ્યા તૈયાર થઇ છે. હિંદના નામાંકિત તબીબ ડોકટર જીવરાજ પણ આજ કોમના છે. ઇસ્ટ ઇન્ડીયન કોટન એસોસીએશનના વાઇસ ચેરમેન તથા સેન્ટ્રલ બેંકના ચેરમેન શ્રી હરિદાસ માધવદાસ પણ કપોળ છે. પરદેશના વિદ્યા-અભ્યાસ માટે જેમણે મુંબઇ યુનિવર્સીટીને ચાર લાખ રૂપીઆ સ્કોલરશીપ માટે આપ્યા છે તે સર મંગળદાસ પણ કપોળ કોમમાં જ થઇ ગયા છે.

મુંબઈના શાહ સોદાગર અને હિંદી વેપારી ચેમ્બરના આદ્યસ્થાપક



સ્વ. સર મનમોહનદાસ રામજી વોરા

કપોળ કોમની આર્થિક સ્થિતિ હિંદની પારાશીશી જેવી છે. એક બાજુ શ્રીમંતાઈની ટોચ છે, તો બીજી બાજુ કોમમાં ગરીબીની ઊંડી ખીણ પણ છે. એક બાજુ મોટા કપોળ મીલપતિઓ છે; તો બીજી બાજુ કેવળ અકિંચન કપોળ ભાઇઓ પણ છે. દોરી લોટો પણ સાથે ન હોય એવી ગરીબીમાંથી આપબળે અને તનતોડ પુરૂષાર્થના બળે આગળ આવીને ધનપતિ બનેલા ઘણા કપોળભાઇઓ મુંબઈ અને તેના પરાંઓમાં અને અન્ય સ્થળે વિદ્યમાન છે. આ સ્વબળે શ્રીમંત થયેલા ભાઇઓ કોમના બીજા ગરીબ ભાઇઓ પ્રત્યેની પોતાની ફરજ સમજે છે એ કપોળ કોમનું મહા સુલક્ષણ છે.

ચડતી પડતીના ચકાવા સમો આ કપોળ કોમને પણ પોતાનો ઇતિહાસ છે. પણ અહીં તો આટલી આછી રૂપરેખા સિવાય વધુ વિસ્તૃત નિરૂપણને સ્થાન નથી. પરંતુ કપોળ કોમના જ એક પેટા ભાગ વોરા કુટુંબની વંશાવળી પૌરાણિક અને ઐતિહાસિક રૂપે આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે કે જેથી તેમના વંશજોને પોતાના પૂર્વજોની પુણ્યસ્મૃતિ સદાય નિતનવા શુભકાર્યમાં પ્રેરણા આપતી રહે.

આ સંસારમાં સર્વ શુભ વસ્તુઓ રક્ષણને અને આદરને પાત્ર છે. ધન, કળા, વિદ્યા, હુન્નર અને સંસ્કાર આ બધાનું યત્નપૂર્વકનું જતન અને સવર્ધન અતિ જરૂરી છે. પરંતુ આ બધામાંયે સંસ્કારનું જતન તો સવિશેષપણે જરૂરી છે. અને આ પુસ્તક જેવા ઇતિહાસો આ સંસ્કારોને જીવંત રાખવામાં અને તેની જવલંત જ્યોતને પેઢી દર પેઢી જલતી રાખવામાં મદદરૂપ થઇ પડે છે. જે કોમને કે દેશને આવા પ્રાચીન સંસ્કારો હોતા નથી અથવા તો તેની સાચવણી માટે કશા પ્રયાસ થયા હોતા નથી તેમને ગમે તેટલા પુરાતત્વવિદોની મદદ લેવા છતાંયે અંધકારમાં ગોથાં ખાવા પડે છે. આજ વિચારશ્રેણીને અનુસરીને જ્યારે યુરોપમાં ૧૯૪૦ નું યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે ઇંગ્લાંડની પ્રજાએ પોતાના પ્રાચીન દસ્તાવેજોનાં જતન મ્યુઝીયમોના ભૂગર્ભમાં સોનાની લગડીઓ કરતાં પણ વધુ કાળજીથી કર્યાં છે, કેમકે તેમને પોતાના સંસ્કાર આલેખતા દસ્તાવેજોની પૂરેપૂરી કિંમત છે.

હિંદી સંસ્કૃતિના વિશાળ સાગરની કપોળ કોમ એક નદી છે. પણ ભારતવર્ષના કમનસીબે પરદેશીઓએ અહીં આવીને ભારતીય સંસ્કૃતિના ઝળહળતા દીપકોને બુઝાવી નાખ્યા અને ત્યારપછી પોતાના કોડીયાં ધરીને નૂતનપ્રકાશ આણવાનો દાવો કર્યો. અંધકારમાં અકળાયેલા લોકો થોડીવાર આ કોડીયાના કૃત્રિમ પ્રકાશમાં અંજાયા પણ ખરા. પણ વેદ, ઉપનિષદ્ અને ગીતાની અમર સંસ્કૃતિને સદાને માટે કોણ આવરી શકે ? કૃષ્ણ, બુદ્ધ મહાવીર અને શંકરાચાર્ય જેવા જે સંસ્કૃતિના ફળો છે, નાનક અને નરસિંહ, તુકારામ અને અખો, કબીર

અને મીરાં, ટાગોર અને ગાંધી જેવા જે સંસ્કૃતિનો પરિપાક છે, એવી આ મહાન સંસ્કૃતિની પ્રાણ પ્રતિષ્ઠાનો, તેના પુનરૂત્થાનનો હવે અવસર આવ્યો છે. આ ભગીરથ કાર્યમાં હિંદની બીજી કોમોની માફક કપોળ કોમને પણ પોતાનો ફાળો આપવાનો છે, એટલું ઇચ્છીને કપોળ વોરા કુટુંબની વંશાવળી તરફ વળીએ.

કપોળ કોમમાં વોરા કુટુંબનું સ્થાન ઘણું ઉચ્ચ ગણાય છે. વોરા કુટુંબના આદિ પૂર્વજ સગાળશાએ અતિથિસત્કાર અને દાનની જે પુનિત પ્રણાલી ચાલુ કરી છે, તેને જીવંત રાખવાનું શુભકાર્ય વોરા કુટુંબના નબીરાઓ અત્યાર સુધી કરતા આવ્યા છે. મહિલા પ્રવૃત્તિના મોવડી લેડી લક્ષ્મીબાઇ, કપોળ નિવાસો બાંધનાર શ્રીમતી ઝવેરબાઇ, મુંબઇના ઉદ્યોગપતિ સર મનમોહનદાસ રામજી વગેરે માનવરત્નોએ વોરા કુટુંબને ઉજાળ્યું છે; એ વોરા કુટુંબની કીર્તિકથા આ પુસ્તકમાં આલેખવામાં આવી છે



પ્રકરણ ૨ જું

## વંશાવળીરક્ષાનું મહત્ત્વ

વેદોનું નિરીક્ષણ કરતાં અથર્વવેદ જોઇએ તો ઇતિહાસ પુરાણ અને નારાશંસી ગાથાઓ છે અને शतपथ ના अथवंश થી શરૂ થતા સૂત્રો શ્રાવણી ઉપકર્મમાં વપરાતા હોવાથી પ્રસિદ્ધિ પામ્યા છે. આ વિગતો જોતાં વંશાવળી રક્ષાનું કામ વેદકાળથી આરંભિત છે જ. વેદકાળ પછી તેમાંથી વંશો અને આખ્યાનોનો જુદો સંગ્રહ થવા લાગ્યો, સંગ્રહ થયેલા ભાગમાંથી બે પ્રકાર થયા. એક પ્રકાર ઇતિહાસ અને બીજો પ્રકાર તે પુરાણ. તે વખતે વૈદિક સાહિત્ય જાળવનારાઓ श्रोत्रिय કહેવાતા, અને પુરાણ સાચવનારાઓ सौत એ સંજ્ઞાથી ઓળખાતા. વાયુપુરાણમાં સૌતનો ધર્મ બતાવતું નીચેનું પ્રમાણ મળી આવે છે.

स्वधर्म एष सूतस्य सद्भिर्दृष्ट : पुरातनै : ।
देवतानामृषीणां च राज्ञां चामिततेजसाम् ॥
वंशानां धारणं कार्यं श्रुतानां च महात्मनाम् ।
इतिहास-पुराणेषु दिष्टा ये ब्रह्मवादिभि : ॥

[ વાયુપુરાણ અ. ૧. શ્લોક ૨૬-૨૭]

શ્રીયુત દુર્ગાશંકરભાઇના જણાવ્યા મુજબ ઇતિહાસનો વિકાસ થતાં મહાભારત થયું. અને બીજો અધિક વિકાસ થઈને અનેક પુરાણો થયાં. આ રીતે સૂતજાતિ (સૌત)નું કાર્ય તો સમસ્ત આર્ય જાતિનું પુરાણ જાળવવું એ જ.

સૌતના બે વિભાગ થયા. એક વંશાવળી જાળવનાર અને બીજા રાજાઓ પાસે રહી તેની બિરદાવળી રચી યુદ્ધ પ્રસંગે શૌર્યપ્રેરક, સંદેશવાહક, તથા સંધિવાહકનું કાર્ય કરનાર હતાં. [ વાયુપુરાણ અ. ૧. શ્લો. ૩૮ ]

मध्यमोह्येष सूतस्य धर्मः क्षत्रोपजीवनम् ॥
पुराणे हि कथा दिव्या आदिवंशाश्च धीमताम् ॥

[મહાભારત આ. અ. ૫ શ્લોક ૨]

પુરાણોમાં વંશાવળી અને બુદ્ધિશાળીનાં નિર્મળ ચરિત્રો લખાતાં પાછળથી જુદી જુદી કોમોની વંશાવળી અને કથાઓ લખવાનું કાર્ય સૂતના વંશજોમાં વહેંચાઈ



શેઠ શ્રી ગોપાળદાસ નથુભાઈ રામજી.
નીચે બાજુમાં મુંબઈની શ્રી હરકિસનદાસ હોસ્પીટલનો દેખાવ છે.

ગયું અને પુરાણો બ્રાહ્મણકુળોએ સાચવ્યાં. વર્ણવ્યવસ્થાના સમયે વર્ણવર્ણના સૂતો (બારોટ) જુદા જુદા પુસ્તકો (ચોપડા)થી વંશાવળી જાળવવા લાગ્યા. એ રીતે મોટે ભાગે દરેક વર્ણની વંશાવળી અદ્યાપ પર્યંત તે તે કોમોના બારોટોથી જળવાતી આવી છે. થોડા જ વર્ષો પહેલાં ઘર્ષણના યોગે અગર વિપરીત માન્યતાએ કેટલીક કોમની વંશાવળી ત્યાંથી જ અટકી હોવાનું પણ જણાઇ આવે છે. કેટલીક કોમો પુનઃ તેની ખોજ કરી પૂર્તિ કરવા પ્રયત્ન કરી રહી છે. દા. ત. વાસા સોરઠિયાની વંશાવળી વિક્રમ સંવત સત્તરસોથી અટકી છે. તે કોમ હાલ વંશાવળીની પાદપૂર્તિ માટે ઘણું જ મંથન કરી રહી છે.

કંડુલ પુરાણ અધ્યાય ૭૬ મા માં આ વિષયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

इत्युक्त्वा वंश वक्तृन् सःकण्वो नाम महामुनिः ।
विप्रांश्च वणिजो दृष्ट्वा तान्बभाषे मुदान्वित : ॥७३॥

ઉપર પ્રમાણે બારોટો પ્રત્યે કહીને આનંદયુક્ત કણ્વમુનિ બ્રાહ્મણો તથા વણિકોને જોઇને કહેવા લાગ્યા કેઃ—

अद्यप्रभृति वो वंशान् गोत्राणि प्रवरांस्तथा ।
पूर्वेषां सच्चरित्राणां शुभानि चरितानि च ॥७७॥
श्रावयिष्यन्ति युष्माकं प्रजा : सर्वा : सुविस्तरम् ।
वंश्यानां पूर्ववृत्तानि स्वानि स्वानि शुभानि वै ॥७८॥

આજથી આરંભીને તમારાં વંશો, ગોત્રો, પ્રવરો તથા તમારાં પૂર્વજોનાં શુભ ચરિત્રો તથા તમારી પ્રજાનો વિસ્તાર વિગેરે શુભ કાર્યો બારોટો તમોને સંભળાવીને તમારા પૂર્વજોનો ઇતિહાસ તમોને આપશે. ૭૭–૭૮

विश्वासं च तदुक्तेषु कुरूध्वं सततं दृढम् ।
परस्परं विहायैव स्वेषु गोत्रेषु कन्यका : ॥७९॥

વળી તેઓ જે કહે તેનાં વચનો ઉપર તમો દ્રઢ વિશ્વાસ રાખો અને પોતાનાં ગોત્રીઓને ત્યજી અન્ય ગોત્રીઓની સાથે કન્યાઓની લેવડદેવડ કરજો. ૭૯

आगतांस्तान् यथायोग्यं पूजयध्वं समाहिताः ।
गोत्राणि प्रवरांस्तेषां वाचयध्वं सदा मुदा ॥८०॥

તમારે ત્યાં આવેલા બારોટોની તમો ભક્તિભાવથી બરદાસ કરજો, અને તેઓની પાસેથી તમો તમારાં ગોત્ર, પ્રવર વિગેરેને વંચાવીને કુળનું ગૌરવ જાળવજો. ૮૦

पालयध्वं च तनयांस्तेषां वंशपरंपरान्
समृद्धाः सुखिनो लोके तेन युयं भविष्यथ ॥८१॥



જાફરાબાદ પારેખ હાઇસ્કૂલની વ્યાયામશાળા, જેની સાથે શેઠ ગોપાળદાસ નથુભાઇ રામજીનું નામ જોડવામાં આવ્યું છે.

તેમજ તેઓના બાળકોનું વંશપરંપરા પાલન કરજો અને તેમ કરવાથી તમે લોકોની અંદર સમૃદ્ધિવાન તથા સુખી થશો. ૮૧

ઉત્પત્તિ દેખાડતું કંડુલ પુરાણ અધ્યાય ૧૩ પાને ૨૯૦માં કહે છે :

वैश्यानां ब्राह्मणानां च चारित्र्यं भूवि निर्मलम् ।
यशश्चैवं सुकर्माणि कुर्वते यानि भूतले ॥ ८६ ॥
लिखित्वा पुस्तके रम्ये शाखाश्च प्रवशंस्तथा ।
गोत्राणां हि विभागांश्च तनुध्वं तद्धिताय वै ॥ ७४ ॥

હે બારોટો ! તમે આ બ્રાહ્મણો તથા વૈશ્યોનાં નિર્મળ ચરિત્રો સારાં કાર્યો, ગોત્ર, પ્રવર, શાખા, વિગેરેના વિભાગોને તમો તમારા સુંદર ગ્રંથોમાં લખીને તેઓના શુભ યશનો વિસ્તાર કરો. (૭૩-૭૪)

यतस्ते तेषु गोत्रेषु न कुर्यु भिन्नजातिषु । ६ ।
कन्यानां व्यवहारं च स्वेस्वे धर्मे स्थिताःसदा ॥ ७५ ॥

જેથી કરીને તેઓ પોતાના ગોત્રોમાં તથા અન્ય બીજી જાતિમાં પોતાના ધર્મનું પાલનકરતા રહીને કન્યાઓની લેવડ દેવડ ન કરે.

કપોળ જ્ઞાતિનો ઇતિહાસ ઉત્પત્તિ થઇ ત્યારથી જ સૂત વંશજો એટલે (બારોટો) વહીવંચાઓએ જાળવ્યો છે એ વાત ઉપરની હકીકતથી સાબિત થાય છે.





શ્રી મોતીભાઈ રામજી પરશોતમ, ગોપાળદાસ નથુભાઈ રામજી વોરા હિંદુ સેનેટોરીયમ-પુના

પ્રકરણ ૩ જું :

## પૌરાણિક ઉત્પત્તિ

આજ ઇતિહાસના યુગની વાતમાં,
મેળ પુરાણના યુગને શો ?
વેદને હોય પુરાણની સાંકળી,
યુગ ઇતિહાસને સાંધવાને.
દક્ષના શાસને આરંભી ભારતે,
સ્વાર સિકંદરે ઘેર દીધો,
ત્યાં સુધી યુગના શાસને ક્રમતણી,
સંખ્યતો હોય ઝાઝી લહેતો.

આજે તો ઇતિહાસનો યુગ છે. ઐતિહાસિક આધારો અને સાધનો પર વધારે વજન મૂકાય છે, આવા વખતમાં કોઇ કહેશે કે પુરાણી કથાઓને ક્યાં સંડોવો છે? તેનો ઉત્તર દેવા એક જ સૂત્ર બસ છે કે पुराणेषु कथा दिव्या आदिवंशाश्च धीमताम्! એટલે પુરાણોમાં પૂર્વજોના જીવનચરિત્ર અને પ્રાસંગિક ઇતિહાસોની જ નોંધ છે. ફક્ત કપોળ ઉત્પત્તિના પ્રસંગનો સમય પુરાણમાં વર્ણવેલા રાજા માન્ધાતા સાથે બંધ બેસતો નથી. આ બાબતનો નિર્ણય આગળ રજૂ કરવામાં આવ્યો છે. અત્રે તો કંદુલ પુરાણમાંથી તેમ જ કપોળ કંડોળિયા અને સોરઠીઆની ઉત્પત્તિના જૂના લખાણમાંથી ટૂંક સાર વર્ણવ્યો છે; કારણ પુરાણમાંથી ઇતિહાસ પ્રાપ્ત થાય છે માટે.

पुरा कृतयुगे तात देशे पांचालसंज्ञिके ।
वनं पापापनोदाख्यं महर्षिगणसेवितम् ॥ १२ ॥

પહેલાં કૃતયુગમાં પાંચાળ દેશની અંદર મહર્ષિઓ જેની અંદર વાસ કરી રહેલા છે, એવું પાપાપનોદ નામનું એક વન હતું.

દેખીએ શહેરને ગ્રામ્ય જે આજ ત્યાં
"થાન કંડોળ" જ્યાં હોય ઉભાં;

## શ્રી જાફરાબાદ કેળવણી મંડળના પ્રમુખ



**સ્વ. શેઠ શ્રી હરગોવિંદદાસ જમનાદાસ રામજી વોરા**

આ પુસ્તકના પ્રકાશનમાં જેમણે ઘણી જહેમત ઉઠાવી હતી અને જેઓ આ પુસ્તકના પ્રકાશનમાં ઘણો રસ ધરાવતા હતા; પરંતુ ક્રૂર કાળની ગતિ તેમની ઇચ્છાની ગતિ કરતાં વધુ વેગવાન નીવડી હોવાથી આ પુસ્તકનું પ્રકાશન જોવાની સદ્દગતની ઇચ્છા પાર પડી નહિ. તેમના જેવા મીલનસાર અને કોમપ્રેમી સજ્જનના અવ. સાનથી કપોળ કોમને એક સાચા મુરબ્બીની ખોટ પડી છે.

ઇશ્વર સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો.

અવસાન તા. ૪-૫-૪૨

નહોતું કં નામને નહોતું નિશાન કેં
સર્વ તે સ્થાન તો વાસહોણા;
એજ પાપાપનોદ નામ જંગલ હતું,
વાસ વાસે ઋષિ કણ્વ જેવા.
અન્ય આનંદમાં ઋષિઓ વાસતા,
જંગલે મંગલે ધન્ય એવા.

ભૂતકાળ ઇતિહાસના પડછંદા પાડે છે, ને માનવોમાં માનવતાની પ્રેરણા પ્રેરે છે. પુરાણયુગની એ વાત છે. ભારતમાં ત્યારે વસાહતની ભૂમિનું પ્રમાણ ઓછું હતું. આજે તો આપણે થાન કંડોળાના સ્થાપત્યના અવશેષ જોઇએ છીએ; પણ આ તો એ નગરની સ્થાપના પૂર્વેની વાત છે.

એ વખતે ઘર નહોતું કે ગામ નહોતું, પણ ઘોર વન હતું, મહાવન હતું. પાપાપનોદ નામનું અરણ્ય હતું. પુરાણો એ સાખ પૂરે છે કે **धन्यं पापापनोदाख्यं वनं धन्यास्तपस्विनः** । એ વનમાં જુદે જુદે સ્થળે આશ્રમો બાંધીને ઋષિ મહાર્ષિઓ, કહો કે તે વખતના રાષ્ટ્રસેવકો સંન્યસ્ત અને વાનપ્રસ્થ જીવન ગાળવા ત્યાં વસતા હતા. એ મહર્ષિઓમાં મહામુનિ કણ્વ જેવા પણ હતા, અને ઉત્તરજીવનના મંગળ કર્તવ્યથી એ સૌ તપસ્વીઓ જંગલમાં મંગલ વર્તાવતા હતા;

સૂર્યના વંશમાં કશ્યપી કુળની
પેઢી બાવીસમાં માન-ધાતા;
પિતૃના પેટથી જન્મ પામ્યા હવા
એજ યુવનાશ્વતન આર્યરાજા.
રાજ્યને કાર્યમાં કામ બૂરાં કરે
સંતતિ રાજ્યની ત્રાસ પામે,
વાત એ વાયુથી વેગ પામી ફરી
આવતાં કણ્વ પાસે વિરામે.

ભારતનું શાસન ક્ષત્રિયોના આધિપત્યમાં હતું. તે વખતે ક્ષત્રિયોમાં જુદા જુદા વંશો હતા. એવા વંશોમાંના એક સૂર્યવંશની આ વાત છે. સૂર્યવંશમાં મહાપ્રતાપી કશ્યપ રાજા થઇ ગયા. એમની બાવીસમી પેઢીએ મહારાજા માન્ધાતાનો જન્મ થયો. મહારાજા માન્ધાતાના પિતા યુવનાશ્વ સંતતિ માટે તલસતા હતા, એ વાત તો પુરાણોમાં આખ્યાનોમાં અને ઉપાખ્યાનોમાં પ્રસિધ્ધ છે. કેટલીક યૌગિક સિદ્ધિથી મહારાજા યુવનાશ્વને પેટે ગર્ભ રહ્યા અને એ ગર્ભને શસ્ત્રક્રિયાથી જન્મા-

વવો પડયો, તે ગર્ભનું બાળક તે મહારાજ માન્ધાતા. ત્યારની આ વૈજ્ઞાનિક શસ્ત્ર-ક્રિયા કયા પ્રકારની ? એ તો પુરાણા કાળના વિધવિધ પુરાણોનો વિષય છે. એ ઘટનાનો ઉલ્લેખ કરતાં પુરાણ જણાવે છે કે,

ततो गृहीत्वा क्षुरिकां मध्ये छेदं चकार सः ।
तनये जनयामास युवनाश्वो मुदान्वितः ॥ [क. अ. ३४)

પછી તે યુવનાશ્વે છરીથી વચ્ચે છેદ કર્યો અને હર્ષયુક્ત થઈને પુત્રને ઉત્પન્ન કર્યો.

મહારાજા માન્ધાતાનો અમલ આરંભાયો. પ્રાથમિક અમલમાં તો અપકીર્તિના પોટલાં બાંધવા માંડયા; એમના શાસનથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારવા લાગી. એ વાત વાયુવેગે સર્વત્ર ફેલાઇ ગઈ. અને એ હવા ઉડતી ઉડતી પાપાપનોદ્ વનમાં કણ્વઋષિના કાન સુધી આવી; એથી કણ્વઋષિ ઘણા નારાજ થયા.

राज्यं कुर्वन् स मांधाता निर्दयोऽभून् प्रजासु च । अ. ३
पूर्वजन्मोद्भवाभ्यासाद्धिस्रो दानावर्वजितः ॥ २ ॥

માન્ધાતારાજા શરૂઆતમાં ગાદી ઉપર આવતાં પ્રજાને નિર્દયતાથી ત્રાસ આપવા લાગ્યો, અને પૂર્વજન્મના પારાધિ અવસ્થાનાં અશુભ સંસ્કારને લઇને હિંસા કરનાર તેમજ દયાદાનથી રહિત થયો. ૨

કણ્વની યોજના ભૂપને પ્રેરણા
વિશ્વયાત્રા તણા યોગ પ્રેરે.
યુવનાશ્વનાતન યોજના આરંભે
આવી કણ્વાશ્રમે સ્થિર ઠેરે.
પૂર્વના જન્મની વાતથી ખિન્નતા
વ્યાપતી અંતરે ભૂપ બોલે.
યજ્ઞની યોજના કણ્વજી પ્રેરતાં
પૂરની સ્થાપના ઉર ખોલે.

तन्निशाम्य वचस्तस्य मांधातेत्य वदद्भुतम् ।
ऋषींस्तान् वंदितुं शीघ्रं गमिष्यामि महामुने ॥ २६ ॥

ઉપર પ્રમાણેનાં ગાલ્લવ મુનિનાં વચનો સાંભળીને રાજા માન્ધાતા કહેવા લાગ્યો, 'મહારાજ, તે ઋષિઓનાં દર્શન કરવાને માટે હું જલદીથી તે સ્થળે આવીશ.'—૨૯

तता सौराष्ट्रमध्यस्थ पांचालं देशमाययौ ।
तद्वनं स समासाद्य ताम्दवर्श तपोनिधान् ॥ ३२ ॥

શેઠશ્રી વિઠ્ઠલદાસના કાકી
શ્રીમતી જશોદાબાઈએ બંધાવેલ



શ્રી લક્ષ્મીનારાયણના મંદિરની
મૂર્તિઓ, જાફરાબાદ.

ત્યાર પછી સૌરાષ્ટ્રના મધ્યમાંથી થઇને પાંચાલ દેશની અંદર આવ્યો, અને તે પાંચાલ દેશની અંદર આવીને તે તપોનિધિ એવા કણ્વ મુનિનાં દર્શન કર્યાં.—૩૨.

મહામુનિ કણ્વના આર્દ્ર હૈયામાંથી પ્રજાસુખની ભાવના સિદ્ધ કરવા માટે હૃદયપ્રેરણા પ્રગટી, અને પોતાની આધ્યાત્મિક શક્તિથી પ્રજાસુખ માટે પ્રયત્ન કરવા લાગ્યા. પરિણામે મહારાજ માન્ધાતાના હૃદયનું પરિવર્તન થવા માંડયું; પોતાની રાજનીતિનું સાચું ભાન થતાં પોતાના શાસનની ક્ષતિયો માટે પ્રાયશ્ચિત કરવાની વૃત્તિ ઉદ્‌ભવી, તેથી મહારાજ વિશ્વયાત્રા કરવા નીકળી પડયા, અને ફરતા ફરતા પાપાપનોદ્દ વનમાં આવી પહોંચ્યા; અહીં પોતાના મગજને કાંઇક અંશે શાંતિ મળશે એ ઉદ્દેશથી પોતે કણ્વ ઋષિના આશ્રમે આવીને પડાવ નાખ્યો. આ કાળમાં ઋષિમુનિઓની સાર્વત્રિક શક્તિમાં સૌને અનન્ય શ્રદ્ધા હતી. ત્યાં રહીને વાર્તાલાપ કરતાં મહારાજે મહામુનિ પાસે રાજનીતિ બાબત ઉપદેશ માગ્યો. મહામુનિ કણ્વ તો એના પૂર્વજન્મની હકીકત જાણતા હતા. એ હકીકતની મહારાજને પણ સ્મૃતિ થઇ આવી.

મહારાજા માન્ધાતાનો પૂર્વજન્મનો વૃત્તાંત અજબ છે, એ પણ પુરાણોક્ત વાત છે. મહારાજ પૂર્વજન્મે એક શ્રીમાન વૈશ્ય હતા લેવડ દેવડમાં અને વચન પાલનમાં તેના ગોર પ્રત્યે વિશ્વાસઘાત કર્યો, તે કારણે બ્રાહ્મણના શાપથી પારાધિગૃહે જન્મ થયો. વેશ્યના અવતારે કરેલ કાળાષ્ટમીના વ્રતના પ્રભાવે પાપાપનોદ્દ વનમાં વસતા તપસ્વીઓના દર્શને મુક્તિ પ્રાપ્ત કરી. યુવનાશ્વના પેટે જન્મ થયો તેજ આ રાજા માન્ધાતા. આ વાતનું પૂરેપુરું મહારાજાને ભાન થતાં પ્રજાસુખની સિદ્ધિ સાધવાની તીવ્ર ઇચ્છા થઇ આવતાં મહામુનિ પાસે ઉપદેશની યાચના કરી. કણ્વ-ઋષિએ મહારાજને બ્રહ્મપોળ વસાવવાનું સૂચવ્યું.

પોતાની પ્રજાસુખની ભાવનાને લીધે રાજાએ કણ્વઋષિ પ્રત્યે નગરો વસા-વવાની ઇંતેજારી દાખવી. એમાંની કેટલીક ક્ષતિઓ દર્શાવી. પ્રજા વતન છોડવા ખુશી નથી વિગેરે દલીલો પ્રજા તરફથી સંભવે એમ રાજાએ વ્યક્ત કર્યું. મહામુનિએ ઉપાય યોજવાની આશા બતાવી અને માન્ધાતા પણ પ્રવૃત્ત બન્યા.

ત્યારના આ સ્થળે પશ્ચિમ ભારતે
શે'ર તો માત્ર જે હોય વાસ્યાં.
દક્ષિણે એકને ઉત્તરે કોક તો
હાદમાં દ્રષ્ટિએ જુજ પડતાં

આ અરણ્યે કરી નગ્રની ભાવના
સ્થાનમાં કણ્વએ પૂર મ્હોટું
યજ્ઞને કાજના બ્રાહ્મણો તેડવા
પ્રશ્નમાંતો ભળ્યું તત્વ મોટું.

कृते कण्वालयं नाम्ना त्रेतायां कलुषापहम् ।
कापिलं द्वापरे चैतत् विद्धि कंडुलकं कलौ ॥ ३१ ॥

આપનાથી સ્થાપન કરાએલ નગરનાં નામ સત્યયુગમાં કણ્વાલય, ત્રેતાયુગમાં કલુષાપણુ દ્વાપર યુગમાં કાંપિલ્ર અને કલિયુગમાં કંડુલ એવી રીતનાં નામો અનુક્રમે થશે. ૩૧ (કંડુલ પુરાણુ)

આ સમયમાં પશ્ચિમ ભારતમાં ગણતરીનાં જ શહેરો હતા. ભૃગુકચ્છ, પ્રભાસ-પાટણ, અને બીજાં કર્ણાવતી સ્થંભાવતી વિગેરે નગરો હતાં. કોઇ કોઇ જગ્યાએ ગામડાંઓ હશે, એટલે આ પાપાપનોદ વનમાં નગરો વસાવવાની ભાવના થઇ. ત્યારની ભાવના મુજબ દેવદેવીઓને આવાહન કર્યું.

अष्टादश सहस्राणि स्थापयात्र द्विजन्मन: ।
षट्त्रिंशच्च सहस्राणि सोराष्ट्रवणिजस्तथा ॥३०॥

(તે સ્થળે અઢાર હજાર બ્રાહ્મણો તથા સૌરાષ્ટ્ર દેશની અંદર રહેલા છત્રીસ હજાર વણિકોની આપ સ્થાપના કરો. ૩૦)

महर्षेरिति कण्वस्य स्तुवतो भावितात्मनः ।
प्रादुरासीत् सहस्रांशुर्बकुलो नामतः पुरः ॥

મનથી આમ વિચારીને તાપસશ્રેષ્ઠ એ મુનિએ સુસમાહિત થઇને સહસ્ત્રકિરણ (સૂર્યભગ-વાન)ની સ્તોત્રથી સ્તુતિ કરી.

આ પુરાણસિદ્ધ વાતની મહર્ષિ કણ્વ ભાવપૂર્વક સ્તુતિ કરે છે, અને સૂર્યદેવ બકુલાર્ક ભગવાનનો પ્રાદુર્ભાવ થાય છે. આમ વિધવિધરીતે વિધવિધ ભાવનાથી જુદા જુદા દેવોની ભાવનાપ્રધાન વિભૂતિઓનું આવાહન કરીને ત્રિનેત્રેશ્વર મહાદેવ, સામુદ્રિ, હનુમાન ગણેશની સ્થાપના કરી. યજ્ઞમાટે કુંડ વિગેરે તૈયાર કરાવ્યા; આ યજ્ઞોની યોજના સાર્થ અને સહેતુક થઇ હતી. યજ્ઞો માટે બ્રાહ્મણોની જરૂર ખરીજને ?

ત્યારના યુગનું ધામ યાત્રાતણું
જે હતું જ્યાં પ્રભાસે જવાને;
ઋષિજી ગાલ્લવે ન્હોતરૂં લેઇને
જાવું એ બ્રાહ્મણો તેડવાને.

એમ નિશ્ચય હતું તોય દુર્ઘટ બન્યું
છેવટે યત્નથી તેડી લાવ્યા;
સાથ એ યજ્ઞના દર્શને ભાવથી
વૈશ્ય તે પુરમાં ક્ષેમ આવ્યા.

જે યુગની વાત આપણે વિચારીએ છીએ તે યુગની આ વાત છે. યુગના આ ગાળામાં પ્રભાસપાટણ એ યાત્રાનું ધામ હતું. ત્યારે આજની જેમ બ્રાહ્મણોની વસ્તી યાત્રાધામમાં વધારે રહેતી; અને પ્રભાસમાં બીજી વસ્તી પણ અત્યંત વૃદ્ધિ પામી હતી. રહેવા અને કૃષિકર્મ માટે ભૂમિની પણ તાણ હતી, અને એ કારણે આપસ-આપસમાં લડાઈઓ જામતી; આવાં કારણોથી ઋષિઓએ યાજકોયાજ્ઞિકોને બોલાવવાનું નક્કી કર્યું. છતાંયે આવા નવા નગરોમાં એટલે દૂર સુધી યજ્ઞ કરાવવા માટે આવવાની બ્રાહ્મણોએ ના પાડી. છેવટે અનેક પ્રલોભનો આપ્યા છતાં પણ જેમનો હસ્ત દગ્ધ થયો નથી, તેમજ કોઈનું ધન જેઓએ ગ્રહણ કર્યું નથી એવા બ્રાહ્મણો લોભાયા નહિ. ત્યારે આ વિકટ અને દુર્ઘટ કાર્યસિદ્ધિ માટે મહા મુનિરાજ ગાલ્લવની યોજના કરવામાં આવી.

"गच्छ गालव सौराष्ट्रे"

આ પુરાણ પ્રસિદ્ધ વાકય છે. એમાં મહામુનિ ગાલ્લવને પ્રતિનિધિ તરીકે મોકલવાનો નિર્દેશ છે.

ગાલ્લવ પ્રભાસ ગયા. પણ તાત્કાલિક સફળતા મળી નહિ. છેવટે શામ, દામ, દંડ અને ભેદ એમ પ્રત્યેક માર્ગ અજમાવી સફળતાના પ્રયાસો આદર્યા. રાજાની વિનતિ, મુનિઓની આજ્ઞા અને સાર્વત્રિક જનહિતની ભાવનાને ભાવે આખરે ભીંજાયા, અને બ્રાહ્મણો આવ્યા. યજ્ઞમાં સેવાની ઉચ્ચ ભાવનાથી તેમજ યજ્ઞનારાયણના દર્શનની મહદ્ અભિલાષાએ ઘણા વૈશ્યો ત્યાં આવી પહોંચ્યા. આવા પહોંચેલા વૈશ્યોમાં ઘણાક બદ્રિકાશ્રમ તરફના પણ હતા.

આરભ્યો યજ્ઞને નગ્રની દાનતે
ભૂપતિ આપવા યત્ન ધારે;
ત્યાં વસ્યા દાન લૈ બ્રાહ્મણો તે બધા
કન્યવા નામ કંડોળીયા આજના.
પૂર્વના ભાગમાં બ્રહ્મ સેવા કરે
વૈશ્ય પ્રાગવટ તે આ સુરાષ્ટ્રા,

કન્યવા નામથી ઓળખે છે
ગોર યજમાનના છે સંબંધે.

હવે યજ્ઞનો આરંભ થયો. લાંબાકાળે પૂર્ણાહુતિ થઇ; પછી રાજાએ યાજક બ્રાહ્મણોને દાન આપવાની પ્રવૃત્તિ કરી. તેથી બ્રાહ્મણો નાખુશ થયા અને કહેવા લાગ્યા કે અમોએ અદ્યાપિ પર્યંત દાન ગ્રહણ કરેલ નથી. આથી રાજાએ ગુપ્ત દાનની ભાવનાથી પાનના બીડામાં સ્થાનપુર કણ્વાલય (સ્થાન-કંડોળા) નગરો લખી દાનમાં દઇ દીધાં. મુશ્કેલી ઉભી તો થઇ પણ ઋષિપંડિતોએ બ્રાહ્મણોને સમજાવી એ દાનનો સ્વીકાર કરાવ્યો. એ દાનગ્રહી બ્રાહ્મણો ત્યાં વસ્યા તે કન્યવા બ્રાહ્મણો કહેવાયા, જે આજના કંડોળીયાઓ છે.

येषां प्रागभवद् वांटो मद्रीयस्थापनात्मक: ।
ते प्राग्वाटा अभिज्ञेया: सौराष्ट्रा राष्ट्रवर्धना: ॥

આ યુગમાં સેવાભાવ સાચા સ્વરૂપે આચારમાં હતો; બ્રહ્મસેવાનું મહત્ત્વ ઘણુંજ હતું. એટલે પૂર્વભાગના વાડામાં યજ્ઞાર્થી બ્રાહ્મણોની સાથે રહી સેવા આપનાર પ્રાગવાટ તે સૌરાષ્ટ્રા (સોરઠીયા) એ નામથી ઓળખાયા.

નગ્રને યોગ જે વાસિયો જોઇએ
રાજ હિસાબમાં વૈશ્ય ઓછા,
અન્ય આવેલ જે ઉત્તરેથી ઘણા
ત્હેમને વાસવા જોય પાછા.
દેશ આબોહવા ને ઘણા કારણે
વૈશ્ય ત્યાં વસવા ના કહે છે,
એટલે પ્રશ્ન ઉકેલવા ગાલ્લવો
નામની યાદમાં ધ્યાન ન દે છે.

આ બન્ને નવી સંજ્ઞાઓ જેમ આપણે એકજ પૌરાણિક પ્રસંગે જોઇ તેમ ત્રીજી સંજ્ઞા 'કપોળ' પણ તેજ વખતથી તેજ પૌરાણિક પ્રસંગે આરંભાઇ. કપોળ એ વૈશ્યની સંજ્ઞા છે, એ તો વિશ્વવિદિત છે. એ પરાપૂર્વથી ચાલ્યા આવતા ઇતિહાસના જ્વલંત આધારરૂપે આપણે એ બન્ને વૈશ્ય કોમોનો આ બ્રાહ્મણ કોમ સાથેનો ગોર યજમાનનો સંબંધ વધારે અગત્યનો ને આદર્શ ગણીશું. એ સંબંધથી ઐતિહાસિક દૃષ્ટિએ પણ સાંસ્કૃતિક સંરક્ષણના સિદ્ધાંતો આ બે કોમોએ વર્તમાન પરિસ્થિતિમાં પણ ઉજ્જવળ બનાવ્યા છે. આ કાંઇ ઓછા ગૌરવની વાત નથી. જ્યારે



સ્વ. શેઠશ્રી મૂળજી રાઘવજી વોરા

નગરના વસિયાણાં થયાં ત્યારે બ્રાહ્મણો કરતાં વૈશ્યો વધારે હોય તો જ નગર યથાર્થ બને એ વિચાર રાજાને ઉદ્દભવ્યો; ગણનામાં વૈશ્યો ઓછા જણાયા.

નગર સ્થાપવાનું કાર્ય ઘણું દુર્ઘટ છે. નગર સ્થાપવું એટલે સ્થાપકો અને સ્થાપનાનું યુગયુગનું સ્મારક રચવું; એના ચિરસ્થાયીપણાની નજરે જોતાં દીર્ઘદ્રષ્ટિએ એના શાશ્વત અસ્તિત્વના ઘડતરના સાધનો વિચારવા પડે છે. આ વાત વિચારતાં હરદ્વાર આદિ પ્રદેશમાંથી યાત્રા કરવા આવી પહોંચેલા વૈશ્યોને પાછા રોકવા માટે રાજાએ પ્રયત્નો કર્યા. પણ એ પ્રયત્નો નિષ્ફળ ગયા; એટલે ઋષિઓએ તેઓને સમજાવવા માંડયા, ઘણી ચર્ચા થઇ છતાં વૈશ્યો ન જ સમજ્યા. છેવટે ગાલ્લવે પોતાનું નામ વૈશ્યો સાથે કાયમ રહે તો સમજાવવાનો પ્રયત્ન કરૂં એમ જણાવ્યું, એટલે સૌએ એ વાત કબૂલ રાખી.

ગાલ્લવ મુનિએ એ રીતે સમજાવવાના પ્રયત્નો શરૂ કર્યા.

આ સમજાવટ પાછળ રહસ્ય છુપાયલું છે. વૈશ્ય એ રાજ અને ખેડૂત વચ્ચેની સોનાની કડી છે. વૈશ્ય એ રાજનો થાંભલો છે, વૈશ્યથી જ મુલકની આબાદી થાય છે. વેપાર હુન્નર ઉદ્યોગ વધે છે. રાજાઓ જ્યારે રણસંગ્રામ ખેલી પર મુલકને ખેદાન મેદાન કરી મૂકતા ત્યારે એ ઉજ્જડ મુલકમાં પ્રાણ પૂરવાનું કાર્ય વૈશ્યોનું હતું. વૈશ્ય એટલે લક્ષ્મીનંદન, વૈશ્ય એટલે અણીને ટાંકણે મદદ કરતી બેંક. આવા અનેક સદ્ધર કારણોને અંગે જ ભલભલા રાજાઓ વૈશ્યોને વિનવતા કે અમારા ગામમાં પધારો અને ખુશીથી રહો.

શ્રી ગાલ્લવ મુનિએ વૈશ્યોને સમજાવ્યા તેમાં વૈશ્યોનું કેવું માન અને ગૌરવ સમાયલાં છે એ સિદ્ધ થાય છે.

કેવી સરસ સમાધાનવૃત્તિ ! જેનામાં નમ્રતા, વિનય અને વિવેક હોય છે તેના સ્વભાવમાં જ સમાધાનવૃત્તિ વણાયલી હોય છે. જે રાજા પ્રજાદેહને નવપલ્લવિત કરવા માગે છે, તે હંમેશા રૈયત સાથે છૂટછાટ અને માંડવાળની ભાવનાથી વર્તે છે. તેનામાં અહં હોતું નથી.

જીવનમાં પણ એજ મનુષ્યો ફત્તેહ મેળવે છે કે જે એક યા બીજા પક્ષમાં ભળ્યા વગર, કોઇના હથિયાર બન્યા વગર, અટપટા અને ગુંચવાડાભર્યા સવાલો નિષ્પક્ષપાતપણે અને સમાધાનવૃત્તિથી ઉકેલે છે. જીવનનું મધુબિંદુ એટલે સમાધાનવૃત્તિ; જીવનનું ઝેર એટલે એકતરફી સ્વાર્થવૃત્તિ; જેનો ઉદ્દેશ નવસર્જન છે અને જે પોતાના જીવનમાં સુવાસ ફેલાવવા માગે છે તે હંમેશાં સમાધાનવૃત્તિથી કામ

સાધી લે છે. સમાધાન એ રાજકળાકુશળતાનો એક પાસો છે, ને તેનું જીવતું જાગતું આ દૃષ્ટાંત પ્રસંગની સાબિતીરૂપ છે.

વાત સ્વીકારી ગાલ્લવતણી એટલે
યુક્તિથી પ્રેમથી રીઝવીને,
રાજના ધર્મની ધર્મના મર્મની
ઓથ દે વૈશ્યને કેળવીને,
સ્થાપિયા એટલે ગાલ્લવોએ થયા
તોય કંઇ નામમાં ફેર પામે.
કુંડલે શોભતી કાન્તિ જે કર્મની
તેજથી તે કપોળો કહાવે.

ગાલ્લવઋષિએ એમને સમજાવવા માંડયા, ત્યારે વૈશ્યોએ પોતાના વ્યાપારધંધાની ક્રાન્તિ, આબોહવાના ભેદ, વતનત્યાગની વેદના, સંબંધ વ્યાપકતાના પરિચિત ક્ષેત્રો વિગેરે કારણો આપી ના પાડી; પણ ઋષિ વાત પડતી મૂકે એમ નહોતા. એમણે નવા ક્ષેત્રથી વ્યવહાર અને વ્યાપારની વિકાસ દિશાઓ બતાવી. આબોહવા માટે પણ વૃક્ષાદિની સહાયના પ્રમાણ આપી સમયના અભિસરણથી થતી ટેવોના પરિવર્તનની વૈજ્ઞાનિક ભાવના પ્રગટાવી ઘણું સમજાવવા માંડયા. મતલબ કે એમણે વૈશ્યોના પરિવર્તનના પ્રયાસ આદર્યા—એમને રીઝવીને રોકી રાખવાની વૃત્તિએ.

પોરાણિક પરિભાષામાં કહીએ તો એમણે અનુષ્ઠાન કર્યું. છતાંયે વૈશ્યોનું સમાધાન થઇ શકયું નહિ. એટલે ધાર્મિક આદેશોનો આશ્રય લઇને સમજાવવા માંડયું ' ઋષિઓ વંદનીય છે, સમાજના રક્ષક છે. માર્ગદર્શી છે, એ લાભ વગરની કોઇ વાત જણાવે નહિ, એમને દુભવીને જવાથી સફળ થવાય નહિ. ત્યાંનું વસ્તી પ્રમાણ અતિવૃદ્ધિ પામેલું છે, તે જોતાં તમારે અહિંયા વસવાની ખાસ જરૂર છે, આ દલીલો સાથે રાજધર્મની ચર્ચાત્મક દલીલો રજૂ કરી કે રાજા સાથે અકારણ વૈમનસ્ય ઉભું કરવાથી વખતોવખતની આફતની પરંપરાના બીજ રોપાય છે. એમ ન કરો એમાં જ તમારૂં ભલું છે.

સર્વ રીતે વિચારતા ગાલ્લવ ઋષિની સલાહને આધીન થવાનું આ વૈશ્યોએ ઉચિત ધાર્યું. ગાલ્લવઋષિનો પ્રયત્ન સફળ થયો. એમને આપેલા વચન અનુસાર ઋષિઓએ ગાલ્લવા સંજ્ઞાથી સંબોધીને કહ્યું:

गाल्लवस्थापिता ह्येते गाल्लवाः सन्तु नामतः ।
तथापि ते कपोलाख्याः कपोलाद्भुतकुंडलाः ॥

કપોળ કોમના સન્નારી



સૌજન્ય મૂર્તિ લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ
ફોટો : ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ મુંબઇના સૌજન્યથી

(ગાલ્લવથી સ્થાપિત થયા તેથી એ તેમના નામ ઉપરથી ગાલ્લવ ભલે થાઓ તો પણ કપોલ (ગાલ) ઉપર અદ્‌ભુત કુંડલ હોવાને કારણે કપોળ કહેવાય છે.)

ગાલ્લવના પ્રયત્ને સ્થાપિત થયા માટે ગાલ્લવા પરંતુ આ તો મૌલિક સંજ્ઞાની વાત થઇ. આજે એ સંજ્ઞાનું સંબોધન વધારે પ્રચલિત છે. અને એ સંબોધનની વિશેષતા હજુ સુધી ટકી રહેલી જણાઇ આવે છે.

શોભતું ભાલ જે પંચકેશો થકી
ભસ્મથી તે જ વૃદ્ધિ પમાડે;
યોગને કર્મથી ઝળહળે ઓજને
વેદના સુર પડછંદ પાડે.
દિવ્ય એ મુખને દિવ્ય કુંડળ ધર્યાં
દેહમાં ધ્યાન તે કપોળ આવે;
ઋષિતણા વૃંદ જ્યાં ધન્યવાણી વદ્યા
ગાલ્લવા તે કપોળો કહાવે.

પંચકેશો અને ભસ્મલેપનથી જેઓનું વદન શોભતું હતું, યોગને ધર્મના કર્મથી જેઓ તેજસ્વી ઓજવાન હતા, જેમના મુખે વેદના પડછંદ સ્વરો સંભળાતા હતા, એવા દિવ્ય મુખારવિંદવાળા ગાલ્લવાએ કર્ણને વિષે સ્ફટિકના કુંડળો ધારણ કરેલા; તે કુંડળોના કિરણોથી કપોળ (ગાલ) અત્યંત તેજસ્વી શોભાયુક્ત લાગતા હતા. તે ઉપરથી તેઓ કપોળો કહેવાયા.

ધર્મને કર્મની વેદ વાતો વળી
ગાથ પુરાણની નિત્ય હો એ;
વર્ણની વર્ણના કર્મની ઘોષણા
ઋષિયો યુક્ત અપનાવતા એ.
વૈશ્ય વ્યાપારના યોજકો જે હતા
વાણી સૌરાષ્ટ્ર અને એ કપોળો
કન્યવા ગોરને ધર્મ સંપર્કથી
સાથ યજમાનનો એ સુખાવો.

વૈશ્યો તથા બ્રાહ્મણોને વેદ પુરાણ અને જુદા જુદા ધર્મ અને કર્મની ગાથાઓ ઋષિઓ સમજાવતા, વૈશ્યોને વાણિજ્યકર્મ બોધતા અને તેઓ તે પ્રેમપૂર્વક ઝીલતા. છેવટે સ્થાન તથા કણ્વાલયમાં વ્યાપારના મહાન યોજક કપોળ તથા સોરઠિયા પ્રસિદ્ધ થયા. કન્યવા (હાલના કંડોળિયા) અને સોરઠિયા તથા કપોળ યજમાનનો સાથ સુખાળો બન્યો.

શાંડિલ્ય સારંગ વત્સને સહગાર્ગ હરિનસ ઓપતાં,<br>
વશિષ્ટને પારાશરે, યદુકરણ કશ્યપ ત્યાં હતા;<br>
ઉપમન્યુ ભારદ્વાજ કૌશિક કપિલસ ગૌતમે<br>
બંદિલ ભાર્ગવ કણ્વસહ, પિપલાદ હતા કણ્વાશ્રમે.

શાંડિલ્ય, સારંગ, વત્સ (વછસ) ગાર્ગ, હરિનસ, વશિષ્ટ, પારાશર, યદુકરણ, કશ્યપ, ઉપમન્યુ, ભારદ્વાજ, કૌશિક, કપિલસ, ગૌતમ, બંદિલ ભાર્ગવ (ભારગવી) કણ્વ, પીપલાદ, (પીપલાસ) એ અઢાર ગોત્રીઓ ત્યાં વસ્યા, અને અઢાર ઋષિઓના આશ્રમોમાં તે તે ગોત્રના ઋષિઓ પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કર્યાં.

સર્વના ગોત્રને શાખ પ્રવરો ઠર્યાં<br>
વાસ ત્યાં જે વસ્યા સર્વ રીઝે.<br>
એમ પુરાણુના કાળની વાતથી<br>
મૂળ આ શોધિયું છે પુરાણે.<br>
જે ઋષિ આશ્રમે જ્ઞાન માટે રહ્યા<br>
તે કુળે ગોત્ર તે સ્થાપિયાં તે<br>
એમ સહુના અઢારે ઠર્યાં ગોત્રને<br>
આજ દશ ચારને અન્ય અટકે.

પૌરાણિક ઉત્પત્તિની સાથે આવશ્યક આંદોલનો પ્રગટી ચુકયાં હતાં; તેમના ગોત્ર, પ્રવર, વેદ, શાખા આદિનું વાસ્તવિકપણું અને એને અંગે આનુષંગિક પૌરાણિકતાની પ્રતીતિ આ ગોત્રાદિ પરથી જ થઇ શકે છે. એ ગોત્રાદિ પ્રવરો સાથે વંશાવળી સચવાય એ હેતુથી સુતો ને (બારોટને) ઉત્પત્તિ પ્રસંગે કાર્ય સોંપ્યાનું પ્રમાણ કંડુલ-પુરાણના તેરમા અધ્યાયથી પ્રાપ્ત થાય છે. જે વંશાવળી રક્ષાના મહત્વને લગતા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ.





શેઠશ્રી મોનજી અમીદાસ વોરા તથા તેમના ધર્મપત્ની શ્રી. યશોદાબાઇ

પ્રકરણ ૪ થું :

## ઐતિહાસિક કાળ

દક્ષના સમયથી તે ઐતિહાસિક મહાન સિકંદર સુધીની પેઢીઓ ગણતાં કેટલીક રીતે એકસો ચોપન અને કેટલીક રીતે એકસો ત્રીસ થાય છે. ઐતિહાસિક દ્રષ્ટિએ ગણના કરીએ તોય છ હજાર વર્ષનો ગાળો ગણાય છે. પુરાણપ્રસિદ્ધ માન્ધાતા દક્ષની પછી બે એક હજાર વર્ષના સમયે થયા. મહાભારત યુગ માન્ધાતા પછી એક હજાર વર્ષે ગણાયો.

મહાભારતના યુગ સમયની મીમાંસા કરીએ છીએ ત્યારે તે વખતના પવિત્ર શાસનની ભાવના માટે આપણે ગૌરવવંત થઇ શકીએ તેમ છીએ. એ યુગમાં પણ પ્રજાતંત્રની ભાવના હતી. સ્વતંત્રતા હતી પણ સ્વચ્છંદતા નહોતી. પ્રજાપીડન મુક્ત કરવા યુદ્ધો થતાં હતાં; ક્ષત્રિત્વ બળ, બુદ્ધિ અને ઔદાર્યના તેજથી શાશ્વત ચમકારા મારતું હતું. એવા યુગ સાથે આપણો યુગ સરખાવી કેમ શકીએ? સૌરાષ્ટ્ર પૂર્વે શર્યાતીના પુત્ર આનર્તના તાબામાં હતો. તેના શાસનમાં રહેલાં રાજ્યો આનર્ત નામથી ઓળખાયાં.

તે યુગમાં જે શાસન હતાં તે અને પ્રજા શાસન હતાં તેના ઐતિહાસિક પુરાવાની શોધખોળ થઇ ગઇ છે. એટલે એને માટે આધાર આપી લંબાણ કરવાની જરૂર નથી. મહાભારતમાં વર્ણવ્યા મુજબ હસ્તિનાપુર (દિલ્હી) ઇંદ્રપ્રસ્થ (આગ્રા) અનુક્રમે કૌરવ પાંડવના રાજ્ય હતાં. મથુરા ને આજુબાજુનો પ્રદેશ ઉગ્રસેનના પુત્ર કંસને મારી શ્રીકૃષ્ણે લઈ લીધો હતો, અને ઉગ્રસેનના નામથી રાજ ચલાવતા હતા.

અંગદેશ (કનોજ તરફનો પ્રદેશ) રાજા કર્ણની સત્તા નીચે હતો. પ્રાગ્જ્યોતિશ (આસામ) ભગદત્તની સત્તા નીચે હતો; આ છ મહારાજ્યો હતાં. ઉપરાંત કેટલાય પ્રજાતંત્ર રાજ્યો હતાં, અને એ પ્રજાતંત્રનો મૂળ પુરૂષ ગણપતિ કહેવાતો.



શેઠશ્રી પુરૂષોત્તમદાસ પુંજાભાઈ વેરાએ બંધાવેલ
શ્રી રણછોડરાયનું મંદિર-પીપાવાવ.

તેની દેખરેખ નીચે 'ગણુ' કાર્યવાહકો રહેતા, અને રાજસભાના મત મુજબ રાજ્ય કારભાર ચલાવતા. મરુસ્થળ (મારવાડ) આભીર લોકોની સત્તા નીચે હતો. કુંતલ પ્રદેશ, ડુંગરપુરની આજુબાજુને પ્રદેશ કાબા લોકોના હાથમાં હતો. ગુજરાત ગુર્જરોના આધિપત્ય નીચે હતું. દ્વારિકા (ઉષા) યદુકુળના હાથમાં હતું.

આ પછીના ઇતિહાસમાં તો આંધીઓએ અજબ ગુંચવાડો ઉભો કર્યો છે; છતાં આબુ તરફના તથા મેવાડ તરફના શબરો પાસેથી 'કપીલ વસ્તુ'ના રાજ્ય-વંશમાંથી ઉતરી આવેલ રાજા માન્ધાતાએ શાસન છીનવી લીધાં, એ શવર–કુળ-વંશના ચોપડાથી માની શકાય છે.

પ્રથમ કપોળઉત્પત્તિને લગતી કથા આગળનાં પાનાઓમાં લખી છે, તે કથા કંડુલ પુરાણને મળતી હકીકત છે, અને કપોળ કંડોળીયા અને સોરઠીયાને લગતો ટૂંકસારને ઉતારો છે. કપોળ ઉત્પત્તિને લગતી કથા સ્કન્દ પુરાણાંતર્ગત કંડુલ પુરાણમાં છે. ઉપરાંત બ્રાહ્મણોત્પત્તિ માર્તંડમાં એ જ કથા ગુંથાએલી છે.

ઐતિહાસિક સંબંધો જોતાં પુરાણ પ્રસિદ્ધ માન્ધાતાને સ્થાન અને કણ્વાલય સાથે અને કપોળોત્પત્તિ સાથે ગુંથ્યાનું અસંબંધપણું તરી આવ્યા સિવાય રહેતું નથી.

પુરાણ પ્રસિદ્ધ માન્ધાતા પછીની છન્નુમી પેઢીએ 'શવર માન્ધાતા' થયાનું કેટલાક આધારોથી મળી આવે છે. સ્થાન અને કણ્વાલયની રચના 'શવર માન્ધા-તા'ના સમયમાં થઇ હોય એમ માનવાને પણ કારણો મળી આવે છે.

શવર જાતિના વંશાવળીના ચોપડા જોતાં તેના શાસન કર્તા રાજા માન્ધાતા હતા, અને શવરો પાસેથી સત્તા ખૂંચવી લીધાથી, તે માન્ધાતાને 'શવર'નું બિરુદ મળ્યું હશે. મૌર્યની વંશાવળી જોતાં મૌર્યનગરથી એક શાખા કપિલવસ્તુ (શ્રાવસ્તી) માં સ્થાપિત થઇ અને બીજી શાખા પાટલીપુત્રમાં ગઇ હોવાનું કેટલાક વિદ્વાનોનું માનવું છે.

સૂર્યવંશનું વંશવૃક્ષ જોતાં એકસો ચારમી પેઢીએ સુનક્ષત્ર આવે છે. આ સુનક્ષત્ર કપિલવસ્તુના રાજા હતા. કપિલવસ્તુ સુનક્ષત્રથી આઠમી પેઢીએ થયેલા ઋણુંજય સુધી તેમના હાથમાં હતું એમ કેટલાક વિદ્વાનોનો મત છે. ઋણુંજયથી ત્રીજી પેઢીએ ટુમરાવની પાંખીમાં માન્ધાતા થયાનું મનાય છે. તેજ માન્ધાતાને શવર માન્ધાતા કહેતા. છતાં આ હકીકતો હજુ કેટલોક નિર્ણય તો માગે છે જ.

વાંચકો આ હકીકત વાંચ્યા પછી ગુંચવાડામાં ન પડે તે ખાતર સુનક્ષત્રથી અગીઆર પેઢી સુધીનું વંશવૃક્ષ નીચે બતાવવામાં આવ્યું છે.



સ્વ. શેઠશ્રી પુરૂષોત્તમદાસ પુંજાભાઇ વોરા (ટીંબીવાળા)




શવર માન્ધાતાએ ખેરદાની પાસે નર્મદા તટે એક નગરની રચના કરીને તે બ્રાહ્મણોને દાન આપ્યું. તે નગરી માન્ધાતા નગરી તરીકે પ્રસિદ્ધ હતી. હાલ તે નગરી માલખેડ તરીકે ઓળખાય છે. નદીમાં એક મહાદેવનું મંદિર છે. તે માન્ધાતા મહાદેવના નામથી પૂજાય છે.

વિદ્વાન લેખક મિ. એફ. ઇ. પાર્જીટરે ઇ. સ. ૧૯૪૦માં માર્કણ્ડેય પુરાણનું ભાષાંતર બહાર પાડેલ છે. તેમાં તે પુરાણની રચના માન્ધાતા નગરીમાં થયાનું જણાવે છે, અને તે પુરાણની ઉત્પત્તિનો સમય ઇ. સ. ના ત્રીજા શતકમાં થયાનું કહે છે. માન્ધાતા નગરી પૂર્વે માહિષ્મતી તરીકે ઓળખાતી હતી તેવું તેમનું પણ અનુમાન છે.

શેઠ શ્રી, ભગવાનદાસ ગોકુળદાસ વોરાએ બંધાવેલ



સેનેટારીયમ ( ભેરાઈ )

શેઠ શ્રી. ભગવાનદાસ ગોકુલદાસ વોરાએ બંધાવેલ



જમણવાર માટેની કપોળ જ્ઞાતિની વાડી ( ભેરાઇ )

માહિષ્મતી સહસ્રાર્જુનના સમયમાં હતી એમ પુરાણો ઉપરથી જણાય છે. સહસ્રાર્જુન પુરાણપ્રસિદ્ધ માન્ધાતા પછી ઘણી પેઢીઓ બાદ થયાનું પુરાણોક્ત પેઢીઓથી કહી શકાય છે. તે ઉપરથી એક વાત તો ચોક્કસ થાય છે કે માન્ધાતા નગરી સહસ્રાર્જુનના કાળ પછીથી રચાઇ હોવી જોઇએ. પાર્જીટરના મત પ્રમાણે માર્કણ્ડેય પુરાણ ઇ. સ. ના ત્રીજા શતકમાં લખાયું હોય તો માન્ધાતા નગરીની રચના ઇ. સ. પૂર્વે ૪૦૦ વર્ષે થઇ હોવી જોઇએ શવર માન્ધાતાએ દુદિયા નામક સ્થાનપર યજ્ઞો કરી બ્રાહ્મણોને ગુપ્ત રીતે મિનાર દેશનું દાન આપ્યું. એ દાન લેનારા બ્રાહ્મણો ચોવિસા નામથી ઓળખાયા. અને હજુપણ તે ચોવિસા બ્રાહ્મણોની વસ્તી નર્મદા તટે એક સમુહમાં છે. ઉપરની હકીકત કપોળ ઉત્પત્તિની કથાને કંઇક અંશે મળતી છે.

પુરાણપ્રસિધ્ધ માન્ધાતાના જન્મની કથા મહાભારત વનપર્વમાં છે. અને તેવીજ કથા વિષ્ણુ–પુરાણમાં પણ લખાઇ છે. માન્ધાતાના બીજા ચરિત્રોના વર્ણનો દેખાય છે, કિન્તુ સ્કંદ પુરાણાન્તર્ગત કંડુલ પુરાણને બંધ બેસતા અથવા કપોળ ઉત્પત્તિને મળતા સ્થાન તથા કણ્વાલયને સ્પર્શ થતાં વર્ણનો બીજા કોઇપણ પુરાણમાં મળી આવતા નથી.

શ્રી. કાળે ઇ. સ. પૂર્વે ૧૨૬૩ માં મહાભારતનું સર્જન થયાનું લખે છે. (જુઓ પુરાણ નિરીક્ષણ પાન ૧૯૧.) જ્યારે કેટલાક વિદ્વાનો ઇ. સ. પૂર્વે અગિયાર અને દશમાં શતકમાં થયાનું જણાવે છે. મિ. પાર્જીટર મહાભારત યુદ્ધને પોતાની રીતે વંશાવળીની ગણતરી કરી. ઇ. સ. પૂર્વે ૯૫૦ માં મૂકે છે અને તેમાં મૂળ ૪૦૦૦ ચાર હજાર શ્લોક હોવાનું માને છે.

પુરાણ વિવેચનમાં રા. રા. દુર્ગાશંકરભાઇ કેવળરામ શાસ્ત્રી લખે છે કે ભારતીય યુદ્ધ વખતે જો મહાભારત લખાયું હોય તો મિ. પાર્જીટર અને મેકડોનલનો સમય મળી રહે છે. પરંતુ આપણી પાસે જે પુરાણો છે તે ઇ. સ. પૂર્વે ચોથા પાંચમાં શતક પહેલાંનાં હોવાનો સંભવ નથી. કારણ કે મહાભારત શતપથ બ્રાહ્મણના સમયમાં થયાનું નિર્ણિત થયું છે. અને જો એમ હોય તો એ બ્રાહ્મણ સાહિત્યની ભાષામાંજ હોવું જોઈએ.

પુરાણ અભ્યાસી બુલ્હર સાહેબનો મત છે કે ઉપનિષદ્ જેવી ગદ્ય પદ્યાત્મક શૈલીમાં મહાભારત રચાયું હોય તો તે આપણી પાસે જળવાઇ રહ્યું નથી. મહાભારતના વનપર્વ માટે તો શ્રી દુર્ગાશંકરભાઇનું તે મહાભારતનો છેલ્લો થર છે એમ માનવું છે. આગળ વધીને તેઓ એમ પણ કહે છે કે કદાચિત્ તે પ્રક્ષિપ્ત પણ હોય.

શેઠ શ્રી. ભગવાનદાસ ગોકુલદાસ વોરાએ બંધાવેલ.



વ્યાખ્યાન ગૃહ ( ભેરાઇ )

●

શેઠ શ્રી. ભગવાનદાસ ગોકુળદાસ વોરાએ બંધાવેલ.



ગુજરાતી શાળા તથા કન્યાશાળા ( ભેરાઇ )

આ ઉપરથી અનુમાન નીકળી શકે કે માન્ધાતાની જન્મકથા પ્રથમના ઇક્ષ્વાકુવંશીય માન્ધાતા માટે ન હોય પણ બીજા માન્ધાતાની કથા તરીકે તે આલેખાઇ હોય.

વિષ્ણુપુરાણનું સર્જન ભાગવત્ પહેલાંનું છે. ભાગવત્નું સર્જન નવમાં શતકમાં થયાનું મનાયું છે. શ્રી દુર્ગાશંકરભાઇ વિષ્ણુપુરાણ ભાગવત્ પહેલાં ૪૦૦ વર્ષ થયાનું માને છે, જ્યારે પાશ્ચાત્ય વિદ્વાનો ઈ. સ. ૬૦૦ ના શતકમાં હોવાનું જણાવે છે. કપોળ સોરઠિયા કંડોળીઆ બ્રાહ્મણ તથા સ્થાન કણ્વાલયના મહાત્મ્યની કથા અને માન્ધાતાના પૂર્વજન્મની તથા આ જન્મની કથા વિગેરે હકીકતો સ્કન્દ પુરાણાંતર્ગત કણ્ડોલ (कण्डूल) પુરાણમાં છે. તે કથા થોડા વખત પહેલાં શ્રીયુત્ માધવરાય કરસનજીએ પ્રકટ કરી છે.

સ્કંદપુરાણને ઉત્પન્ન થયાનો સમય ઇ. સ. ના પાંચમાં શતકમાં હોવાનું મનાય છે. કેટલાક પંડિતોનો એમ પણ મત છે કે તેમાં તેર અને ચૌદમાં શતક સુધી ઉમેરણ થતું ગયું છે; તેથી સ્કંદ પુરાણાંતર્ગત શબ્દ ઘણાને અનુકૂળ થઇ ગયો હોય તો ના નહિ !

આ એક અગત્યની વાત છે કે ઇ. સ. ની શરૂઆતમાં થયેલા પ્રખર પંડિત અશ્વઘોષે જે બુદ્ધચરિત્ર લખેલું છે તેમાં બુદ્ધનો જન્મ તેની માતાના પડખામાંથી થયાનું જણાવે છે. આ વિચિત્રતાનો બચાવ કરતાં ઔર્વનો સાથળમાંથી, પૃથુનો હાથમાંથી, કક્ષિવત્નો ખભામાંથી, માન્ધાતાનો માથામાંથી જન્મ થયાના દાખલાનો તેમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. (બુદ્ધચરિત્ર સ ૧ શ્લોક ૨૯)

બુદ્ધચરિત્રમાં માન્ધાતાનો (મૂર્ધ્નઃ) માથામાંથી જન્મવાની હકીકત ઉપરના પુરાણમાં જણાવેલી માન્ધાતાના જન્મની હકીકતને ખોટી પાડે છે. પુરાણોનો સર્જન સમય જોતાં બુદ્ધચરિત્રનું સર્જન પહેલાનું છે એમ વિદ્વાનોના મતથી જણાય છે. વળી અશ્વઘોષની વિદ્વતા માટે બે મત નથી. તેથી એમ પણ ન કહી શકાય કે તેણે ભૂલ કરી છે.

આ ઘટનાનો વિચાર કરતાં અનુમાન થાય છે કે બીજો માન્ધાતા બુદ્ધનો સમકાલીન અને બુદ્ધ ભગવાનની ત્રીજી પેઢીએ કુટુમ્બી હોવો જોઇએ. તેથી અશ્વઘોષનો (મુર્ધ્નઃ) શબ્દ પ્રયોગ ઉડાવી દઇ પ્રથમના માન્ધાતાની જન્મકથા મહાભારતના વનપર્વમાં ગુંથાઇ હોય અને તે કારણે બીજા માન્ધાતાનું નામનિશાન પણ પુરાણોમાંથી બાતલ થયું હોય ? અગર બીજો માન્ધાતા પુરાણ કાળના સર્જનની નજીક હોવાથી સર્જન આધુનિક ન દેખાય તે ખાતર સ્થાન અને

કણ્વાલયની સ્થાપના કરનાર પ્રથમના માન્ધાતાને કેમ ન મૂકયો હોય ? આ એક પ્રશ્ન છે.

માન્ધાતાને શવર (शवर) નું બિરદ મળ્યું છે તે બિરદ હલકી જાતિનું પ્રતિક છે એમ માનીને પણ પુરાણમાંથી બાતલ કર્યો હોય.

ઉપરોકત હકીકતો જોતાં એમ વાત નકકી થાય છે કે પુરાણ પ્રસિદ્ધ માન્ધાતાના સમયમાં નહિ પણ કપોળ કંડોળિયા સોરઠિયા તેમ જ સ્થાન કણ્વાલયની સ્થાપનાનો પ્રસંગ બીજા માન્ધાતાના વખતમાં બનવા પામ્યાનું ચોકકસ થાય છે.

માન્ધાતાના શાસનના પ્રથમ કાળમાં પ્રજામાં વધતા જતા અસંતોષની વાત વાનપ્રસ્થ જીવન ગાળનાર, પ્રજાના દુઃખે દાઝનાર, પ્રજાને સુખી કરવાના માર્ગ યોજનાર તે વખતના રાષ્ટ્ર સેવકોને કાને આવતાં કણ્વ, ગાલ્લવ, શાણ્ડિલ્ય, વત્સ, વસિષ્ઠ, ગાર્ગેય હરિતસ, આદિ વંશજોએ રાજાને ખરો માર્ગ દેખાડયો હોય, અને પોતાની થયેલી ભૂલોનો પશ્ચાત્તાપ કરી રાજાએ પ્રજાને પ્રિય થવા માટે શું કરવું એ ઋષિઓને પૂછયું હોય, અગર પ્રાયશ્ચિત કરવા અથવા આમુષ્મિક સુખને માટે માર્ગ દેખાડવા માગણી કરી હોય એ અસંભવિત નથી.

રાજાની માગણીનો સ્વીકાર કરી ઋષિઓનું માર્ગ સૂચવવા તૈયાર થવું, કણ્વના આશ્રમે નગર રચાવવાની આજ્ઞા આપવી, યજ્ઞ આરંભાવવો, યજ્ઞને નિમિત્તે બ્રાહ્મણોને બોલાવવા ગાલ્લવનું પ્રભાસ ક્ષેત્રમાં જવું, પ્રયત્ન કરી બ્રાહ્મણો સાથે વૈશ્યોને તેડીને આવવું, યજ્ઞ કરવો, યજ્ઞમાં દાન લેવાની બ્રાહ્મણોએ ના પાડવી, રાજાએ ગુપ્ત રીતે કણ્વાલયનું દાન આપવું, અને બ્રાહ્મણોનું ક્રોધિત થવું, ઋષિઓએ સમજાવટ કરી કણ્ડોલનું દાન લેવડાવવું અને દાન લેનારાઓને કંડોળીઆ બ્રાહ્મણ તરીકે ઓળખાવવા અને યજ્ઞથી પૂર્વના વાડામાં આવી રહેલા વૈશ્યોને ત્યાંજ વસાવી પ્રાગ્-વાટ (સુરાષ્ટ્ર) (સૌરાષ્ટ્રીય) સોરઠિયા તરીકે સંબોધવા બાદ વધુ વૈશ્ય વસાવવાની રાજાની ઇચ્છા થવી,—

—ઉત્તર તરફથી આવેલ વૈશ્યોને વસાવવાના પ્રયત્નમાં ઋષિઓ તથા રાજાને નિષ્ફળતા મળવી, તે વખતે ગાલ્લવે પ્રયત્ન કરી વૈશ્યો સાથે પોતાનું નામ કાયમ રાખવા વચન માગી, ગાલ્લવે સૂર્યનું અનુષ્ઠાન કરી સૂર્યની સ્થાપનાથી વૈશ્યોનો હૃદયનો પલટો કરી ત્યાં વસાવવા, એથી જ ગાલ્લવ એ સંબોધન સાથે સાથે કાને પહેરેલાં સ્ફટિકના દિવ્ય કુણ્ડલોથી તેઓના કપોળ-પ્રદેશને તેજસ્વી નિહાળી (कपोलेष्वद्भुत् कुण्डलानि येषां ते = कपोलाद्भुत् कुण्डलाः) કપોલાદ્ભુત કુણ્ડલા કપોળ

એ સંજ્ઞાથી ઓળખાવવા, ત્રિનેત્રેશ્વર મહાદેવ, સામુદ્રી માતાનું મંદિર, કણ્ડુલેશ્વર હનુમાન વગેરેની પ્રતિષ્ઠા કરવી, સ્થાન કણ્વ નગરનું વર્ણન, પાપપનોદ્દવનનું વર્ણન દરેકના ગોત્રો, શાખાઓ તથા કુળદેવીનું વર્ણન વગેરે કણ્ડુલ પુરાણમાંની જે હકીકતો બતાવેલી છે તેમાં શંકાને જરા પણ સ્થાન નથી.

જો કે જૂના લખાણો સાથે કણ્ડુલપુરાણની હકીકતો અક્ષરશઃ બંધ બેસતી નથી, છતાં ઘણી ખરી બાબતોમાં ભાવાર્થ સરખો નીકળે છે. જૂના લખાણમાં બ્રાહ્મણોમાંથીજ વૈશ્યત્વ પ્રાપ્ત કર્યાનું જણાય છે; જ્યારે કણ્ડુલ પુરાણમાં એ મૂળ વૈશ્યોજ હતા એમ જણાવે છે. એ ગમે તે હોય એની સાથે વધુ નિસ્બત નથી. કિન્તુ વાત એટલી છે કે કણ્ડુલપુરાણમાં બતાવેલા પુરાણપ્રસિદ્ધ માન્ધાતા નહિ પણ બીજા શવર માન્ધાતા છે. કારણ કે પુરાણપ્રસિદ્ધ માન્ધાતાની ઇ. સ. ની શરૂઆતના સૈકા સુધીની પેઢીઓ ગણતાં ૧૦૨ પેઢીઓ થાય છે. તેનો આપણી રીતે પેઢીઓનો હિસાબ કરીએ તો પણ ઇ. સ. પૂર્વે ૩૫૦૦ ના ગાળાનો સમય આવે એથીએ તદ્દન અસંભવિત વાત છે. કારણ કે મૂળ ચાર વર્ણમાંથી જુદી જુદી જ્ઞાતિઓ તે કાળમાં હોવાનું માની શકાય એવું કોઇપણ પ્રમાણ નથી. અને કણ્ડુલ પુરાણમાં તો માત્ર કંડોળિયા સોરઠીઆ અને કપોળ એ સંજ્ઞાઓ પ્રાપ્ત થવાની વાત છે.

વળી કપોળ વૈશ્યની વંશાવળીના ગોત્રવાર* ચોપડા ઉપરથી વંશાવળીની ગણતરી કરતાં બીજા માન્ધાતાને બરાબર બંધ બેસતી આવે છે. એથી એ વાત સિદ્ધ થાય છે કે, ઇ. સ. પૂર્વે ૪૦૦–૪૬૦ના સમયમાં કણ્વાલય નગર વસ્યું અને કપોળ સોરઠીઆ, કંડોળિયા એ શબ્દોની ઉત્પત્તિ થઇ.

ઐતિહાસિક બાબતોનો અને પુરાણોના થરોનું બારીક દ્રષ્ટિથી અવલોકન કરતાં એમ લાગે છે કે આર્યસંસ્કૃતિ ઉપર ભારતીય યુધ્ધ પછીથી થોડાક સમયમાંજ આંધીઓ આવવા લાગી.

પ્રથમ તો તક્ષકકુળ નાગજાતિએ શાસનના પાયા હચમચાવવા માંડયા હશે. એ નાગજાતિ સાથે ગ્રીક તથા એશિયાઇ (જંગલી) પ્રજાએ પણ આર્યસંસ્કૃતિ ઉપર તરાપ મારવામાં બાકી રાખી નથી. એવા સંયોગોમાં બુધ્ધ ભગવાનનો પ્રાદુર્ભાવ થયો. ક્ષત્રિયો આર્યધર્મના સિદ્ધાંતોથી વિપરિત વર્તન કરીને તેજવિહોણા બન્યા. વિજાતિઓને વેગ પ્રાપ્ત થતાં આર્યસંસ્કૃતિના મોટા ભાગનો નાશ થયો. વળી "દટ્ટન સો પટ્ટન" એ કહેવત પણ બીજું શું સૂચવે છે ?

---

* કપોળના ગોત્રના નામોઃ ઉપમન્ય, કાશ્યપ, કૌશિક, ગાર્ગ્ય, ગૌતમ, પારાશર, પીપળસ, ભાર્ગવ, ભારદ્વાજ વચ્છસ, વશિષ્ઠ શાંડિલ્ય, હરિતસ )

બૌદ્ધ ધર્મથી બ્રાહ્મણ ધર્મ પર ફટકા પડવા લાગ્યા, સનાતન તેજ હરાવા લાગ્યું. બ્રાહ્મણોને બીજી બાબતના વિચારો નહિ કરતાં એમને એકજ દૃષ્ટિએ કાર્ય કરવાની જરૂર પડી. અને પુરાણ સંસ્કૃતિરક્ષાનો સવાલ ઉભો થયો. ધર્મને કેમ ટકાવવો ?

યુગ બદલાય ત્યારે ધર્મના સિધ્ધાંતોને જુદું સ્વરૂપ આપી ધર્મ નાશ થવા ન દેવો, એ વિચારે પુરાણોમાં ધાર્મિક આખ્યાનો ઉપાખ્યાનો અને વંશચરિત્રમાં ઉમેરણો થતાં ગયાં; દેવાલયો અને મૂર્તિપૂજાના પાયા નંખાયા. થોડાં સમયમાં લાગ્યું કે મૂળ ભાષામાં લખાયેલા ગ્રંથમાં થયેલો ઉમેરો જુદો પડે છે. આથી પુરાણોએ નવો સ્વાંગ સજ્યો. એ મનફાવતો સ્વાંગ ધરવાનું કાર્ય તો છેવટ બૌધ્ધ ધર્મના પાયા આર્યાવર્તમાંથી શિથિલ બન્યા ત્યાંસુધી એટલે કે ઇ. સ. અગિયારમાં બારમા શતક સુધી ચાલ્યું.

તે દરમ્યાનના ગાળામાં (લગભગ યુધિષ્ઠીર સંવત ૨૬૬૦ માં) આબુ ઉપર યજ્ઞનો આરંભ થયો. યજ્ઞવિરોધક દળને વારવા માટે અને વેદવિહીત ધર્મના પ્રચારના હેતુથી ક્ષાત્રોને આમંત્ર્યા, પ્રચાર કાર્યની ભાવના સિધ્ધ થઇ. સૂર્યવંશ, ચંદ્રવંશ અને ઋષિવિંશની પરંપરાની ધર્મકર્મના વ્યાખ્યાનોથી યાદ દેવાઇ. વસિષ્ઠ આદિની પ્રતિમા સ્થપાઇ, યજ્ઞકાર્યમાં યજમાન બનેલા ચાર ક્ષત્રિયોમાંથી પ્રથમ ધોમને પરિમાર્જીત કરી વેદધર્મની દીક્ષા આપી, અને તેનાં વંશજ પરમાર શાખથી ઓળખાયા.

ધોમ તે માન્ધાતાના પુત્ર (ધોમડ–ધુમડ) હોય એમ એક અનુમાન છે. ધોમે આબુરાજ પર ગાદી સ્થાપી. એ વાત આબુ ઉપર વસિષ્ઠ આશ્રમ અને અનલ–કુંડ જોતાં તાજી થાય છે. ક્ષત્રિયોએ જુદા જુદા ગઢ ક્રમશઃ હસ્તગત કર્યા અને એકસો ગઢની વહેંચણીમાં, પરંપરા અને ધર્મકર્મથી સો શાખાઓ પ્રચલિત થઇ. શું એ નવા યુગની સ્થાપના નહિ ?





સ્વ. શેઠ શ્રી દુર્લભદાસ ત્રિકમજી વોરા.



શ્રી. દુર્લભદાસ ત્રિકમજીના ધર્મપત્ની સ્વ. દેવબાઇ દેવમંદિરમાં.

પ્રકરણ ૫ મું

## પ્રાચીન તીર્થસ્થાનકો

આગળ કણ્વાલયની સ્થાપના અને કપોળ વૈશ્યો તેમજ કંડોળિયા બ્રાહ્મણની ઉત્પત્તિ સંબંધી ટૂંકી સમાલોચના આલેખાઇ ગઇ છે. હવે કણ્વાલયની ભૌગોલિક હકીકત તેના સ્થાપત્યના અવશેષો સાથે આ સ્થળે અંકીત કરીએ છીએ.

નગર કેવું રચવું જોઇએ તેની વિચારણા તો નગર રચતાં પહેલાં જ હોય ને ?

परिखाभिः परिवृत्तं तुंगप्राकारतोरणम् । कं. अ. ४
वरारामाभिरामं तत्पुरं रचय सुंदरम् ॥ १२६ ॥
स्थानं चाध्वरवाटस्य देवतायतनानि च । (कं. अ. ४)
सर्वोपकरणैः पूर्ण विधेहि मंदिरोत्कटम् ॥ १२७ ॥

અને તે નગર મોટી મોટી ખાઇઓથી વીંટાયેલું, કિલ્લાઓ તથા દરવાજાવાળું, સુંદર બાગોથી મનોહર તેમજ યજ્ઞશાળાઓનાં સ્થાનો, દેવતાઓનાં મંદિરો સર્વ સામગ્રીઓથી ભરપુર સુંદર ઉંચા મહેલો તથા તોરણોથી વિરાજીત તે નગર હોવું જોઇએ (૧૨૬, ૧૨૭ કંડુલ પુરાણમાંથી) નીચે નિર્દેશ કરેલી ચતુઃસીમાની મધ્યે નગરની રચના આરંભાઈ.

प्राच्यां सारंगश्रृंगं च प्रसिद्धा शांबुपुर्यपि । अ. ४
मात्स्यो ह्रदः प्रतिच्यां च कौबेर्यां तालपर्वतः ॥ २८ ॥
चौलुक्यो दक्षिणस्यां च तथा ब्रह्मगुहा च सा । अ. ४
यस्यां कृताधिवासो मां ब्रह्मा संदिष्टवानिदम् ॥ २९ ॥

પૂર્વ દિશાની અંદર સારંગ નામનો પર્વત તથા પ્રસિદ્ધ શાંબુ નગરી (હાલ તે નગરીના ખંડીયેરો સૂર્ય દેવળથી પૂર્વમાં આશરે છ થી સાત ગાઉને અંતરે જોવામાં આવે છે) પશ્ચિમ દિશામાં મચ્છ નામનો ધરો (મચ્છુ નદીના કાંઠા ઉપર આવેલો છે.) ઉત્તરમાં તાલ નામનો પવત (તાલધર નામનો ડુંગર માથક ગામ પાસે વાંકાનેરથી પાંચ ગાઉની સમીપમાં આવેલો છે) દક્ષિણમાં ચૌલકય નામનો પર્વત (ચોટીલાનો ડુંગર) તથા બ્રહ્મગુફા. તેના મધ્યભાગમાં



૨૧. શેઠ ગીરધરદાસ ત્રિકમજી વોરાનું સ્ત્રીઓ માટેનું સ્નાનગૃહ, રાજુલા.

તમે સ્થાનને રચો. મહારાજ, એ પ્રમાણે મને એ બ્રહ્મગુફામાં વસતા બ્રહ્માએ આજ્ઞા આપી છે.

ઉપર દર્શાવેલી ચતુઃસીમાવાળું સ્થાન કણ્વાલય નગર સાત કોશમાં હોવાનું પુરાણોકત પ્રમાણથી પ્રાપ્ત થાય છે.

स्थानस्यास्य मुनेश्चात्र पवित्रे देशसत्तमे । अ. ४
सप्तकोशवती सीमा चतुर्दिक्षु प्रवर्तताम् ॥ २७ ॥

હે મુનિ! પવિત્ર તેમજ શ્રેષ્ટ આ દેશની અંદર આ સ્થાનની (તપ કરવાનું સ્થાન પર્ણકુટી) ચારે તરફ સાત કોશથી યુક્ત એવી સીમા તેને પ્રવર્તવો (ગોઠવો)-૨૭

એ સ્થાન કણ્વાલય નગર પાપાપનોદવનમાં પાંચાળ દેશમાં આવેલું છે. પુરાણકારો લખે છે કે. "ततः सोराष्ट्रमध्यस्थ पांचालदेशमाययौ" માન્ધાતારાજા સૌરાષ્ટ્રના મધ્ય ભાગમાં આવેલા પાંચાળ દેશમાં આવ્યા એમ એનો ભાવાર્થ નીકળે છે.

પાંચાલ એ પ્રદેશ કાઠિયાવાડમાં ઉત્તર વિભાગમાં આવેલો છે. પુરાણ અધ્યાય ચોથાના શ્લોક ૯૭ થી પ્રતીત થાય છે.

सौराष्ट्रनीवृद्भ्यासे देशे पांचालसंज्ञिके ।
पापापनोदं तत्रास्ति सर्वकामप्रदं वनम् ॥ ९७ ॥

(સૌરાષ્ટ્ર દેશ પાસે પાંચાલ નામના પ્રદેશમાં દરેક ઇચ્છાને પૂર્ણ કરનાર 'પાપાપનોદ' નામનું વન છે.)

પાંચાળ એ શબ્દ સંજ્ઞાવાચક છે. અર્થાત કોઈ પણ જાતિની પાંચની સંજ્ઞા ઉપરથી પાંચાલ નામ પડયું હોવું જોઇએ.

નગરના વસિયાણ પૂર્વે પાપાપનોદ નામનું વન હતું, અને તેમાં પંચમહર્ષિઓનાં સ્થાનો હતાં તે ઉપરથી પાંચ આલય-પંચાલય. તે પાછળથી પંચાલ કે પાંચાલ કહેવાયું. પાપાપનોદ્ વન હતું તેની સાબિતી આપતાં અવશેષો હજુ પણ આ સ્થાનને વિષે અસ્તિત્વ ધરાવી રહ્યાં છે. પાપાપનોદ્ (પાપનાશણું નામનો કુંડ છે) તે સંવત ૧૯૭૦ની સાલમાં મહારાણા શ્રી. કરણસિંહજીએ પોતાના પુત્રની શાંતિ અર્થે તેમજ તેની યાદગીરી માટે જીર્ણોદ્ધાર કરી બંધાવ્યો છે. આ કુંડ માટે કંડોલ પુરાણ અધ્યાય પાંચમાં શ્લોક ૫૦, અધ્યાય ૬ માં શ્લોક ૭૮-૭૯ અધ્યાય ૧૧ માં શ્લોક ૪૭ થી ૫૪ સુધીમાં વર્ણન કરાયેલું દેખાય છે. અને પુરાણોમાં તે કુંડના તીર્થનું નામ કલુશાપ: પાપનો નાશ કરનાર તીર્થ આપેલું છે. અત્યારે પણ આ સ્થળે ભાદરવા સુદી ૪, ૫, ૬ નો મોટો મેળો ભરાય છે. અને મનાય છે કે પાપનાશણામાં નાવાથી પાપોનો નાશ થાય છે.

શેઠ શ્રી ભગવાનદાસ ગોકુળદાસ વોરાએ બંધાવેલ



રામમંદિર અને શિવાલય – ભેરાઇ



શ્રી રામમંદિર તથા ગોકુલેશ્વર મહાદેવ – ભેરાઈ

કંડોળ પુરાણ અધ્યાય પાંચમાં શ્લોક ૪૬, ૪૭, ૪૮ માં જે બ્રહ્મશિલા તથા પ્રેતશિલાનું વર્ણન કરવામાં આવ્યું છે તે પૈકીની એક શિલા ઉપર બતાવેલ પાપાપનોદ્ કુંડની નજદીકમાં અગ્નિ ખૂણામાં વડના ઝાડ નીચે જોવામાં આવે છે. અને શિલાની માનતાઓ ચાલી રહી છે. એવી વદન્તિ છે કે તે શિલાની પૂજા તથા બાધાથી પ્રેતોનો ઉદ્ધાર થાય છે.

કંડોળ પુરાણ અધ્યાય આઠના શ્લોક ૩૮ થી ૪૮ સુધીમાં ગૌમુખી ગંગાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે સ્થળ આધુનિક **હરણી મોક્ષી** તીર્થના નામથી ઓળખાય છે. ત્યાં એક સુંદર મીઠા પાણીનો નાનકડો ઝરો છે. લોક માન્યતા પ્રચલીત છે કે આ સ્થળે એક હરણીનો રૂષિઓના હાથથી મોક્ષ થયો હતો. આ ઝરણું ત્રિનેત્રેશ્વર મહાદેવના મંદિર પાસેથી નીકળી આગળ વધેલું જોવામાં આવે છે. કંડુલ પુરાણ કહે છે કે–

त्वत्प्रभावादियं गंगा गोमुखी मोक्षसौख्यदा । अ. ८
पुनीते पापिनोऽनेकानंभोभिः शुभहेतुभिः ॥ ५९ ॥

વળી આપના પ્રભાવથી મોક્ષરૂપ સૌખ્યને આપનારા આ ગૌમુખી ગંગાના પવિત્ર જળ વડે અનેક પાપીઓને પવિત્ર કરી રહેલાં છે.

તેમજ કંડોળ પુરાણ અધ્યાય આઠમાં ત્રિનેત્રેશ્વર મહાદેવના પ્રાગટ્ય વીશે કહ્યું છે કે—

इत्येवं वसतस्तस्य तापसस्य तपस्यतः । अ. ८
प्रसन्नवदनो देवस्त्रिनेत्राः प्रादुरास सः ॥ ७० ॥

આવી રીતે ત્યાં વાસ કરીને તપ તપી રહેલા તે મુનિનાં તપથી પ્રસન્ન થઇ હસતું જેનું મોઢું છે એવા ત્રિનેત્રેશ્વર ત્યાં પ્રગટ થયા.

આ ત્રિનેત્રેશ્વર મહાદેવનું મંદિર થાનરોડ સ્ટેશનથી છ માઇલ દૂર પાપનાશણા તીર્થથી એક માઇલ પૂર્વ દિશામાં આવેલું છે. ત્રિનેત્રેશ્વર મહાદેવનું મંદિર ઘણું રમ્ય અને કળામય છે. ઝીણી ઝીણી કોતરણીની શિલ્પકળા પ્રાચીન કળાકારોની કીર્તિ ગાય છે, મંદિરને ફરતો કળામય કિલ્લો છે. કિલ્લાની અંદર તેમજ મંદિરની ત્રણે બાજુએ ફરતો એક કુંડ છે. તે કુંડ ત્રીધારૂપ દેખાય છે, અને તેમાં જુદા જુદા ત્રણ ખંડ છે; બ્રહ્મકુંડ, વિષ્ણુકુંડ તથા શિવકુંડ તરીકે તે ઓળખાય છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર સંવત ૧૯૫૮ ના શ્રાવણ સુદી પાંચમને શુક્રવાર ઝાલાકુળભૂષણ મહારાજાશ્રી કર્ણસિંહજીએ રૂા. ૫૦૦૦૦ પચાસહજારના ખર્ચે કરાવ્યો છે. અને યાત્રાળુને ઉતરવા માટે એક ધર્મશાળા તે સ્થાને બાંધવામાં

શેઠ શ્રી ભગવાનદાસ ગોકુળદાસ વોરાએ બંધાવેલ



એંગ્લો - વર્નાક્યુલર સ્કૂલ - ભેરાઈ

આવી છે. મંદિરથી થોડે દૂર એક વિશાળ ભોંયરું છે; આ ત્રિનેત્રેશ્વર મહાદેવનો ભાદરવા સુદી ૪, ૫, ૬ નો મોટો મેળો ભરાય છે.

ત્રિનેત્રેશ્વરથી ચાર માઇલ દૂર દ્રૌપદીના નામથી પ્રચલીત થયેલો એક વડ તથા કુવો છે ત્યાં એક ચોરી બાંધેલી હતી તેમ ત્યાંના લોકો કહે છે.

કંડોળ પુરાણ અધ્યાય ત્રીજામાં શ્લોક ૮૪ થી ૧૧૨ સુધીમાં બકુલાર્ક ભગવાન (સૂર્યનારાયણ)નું વર્ણન કરવામાં આવ્યું છે. કપોળ ઉત્પત્તિ સમયે કણ્વમુનિએ કરેલી બકુલાર્ક ભગવાનની સ્તુતિ છે કે :—

एवं संचित्य मनसा सहस्रकिरणं मुनिः । अ. ३
तुष्टाव तापसश्रेष्ठः स्तोत्रेण सुसमाहितः ॥ ७९ ॥

(મનથી આમ વિચારીને તાપસ શ્રેષ્ઠ એ મુનિએ સુસમાહિત થઇને સહસ્રકિરણ (સૂર્ય ભગવાન)ની સ્તોત્રથી સ્તુતિ કરી)

આ સૂર્યનારાયણ બકુલાર્કનું મંદિર થાનરોડ સ્ટેશનથી ઉત્તર દિશામાં લગભગ બે માઇલ દૂર આવેલું છે. હાલ અત્યારે ત્યાં સૂર્યદેવળનું સ્ટેશન થયું છે.

આ મંદિર જોતાંજ ઘણું પુરાતની છે એમ સાબિત થાય છે. અત્યારે તે સૂર્યનારાયણને કાઠીગીરાસદારો પોતાના ઇષ્ટદેવ તરીકે માને છે. મંદિરની અંદર જૂના શિલાલેખો જોવામાં આવે છે પરંતુ તે સ્પષ્ટ વાંચી શકાતા નથી. મંદિરની બાંધણી ઘણી ઉંચી મજબૂત અને કારીગરીવાળી છે. મંદિરની અંદર સૂર્યનારાયણ બકુલાર્ક, રનાદે, તેમજ વિષ્ણુભગવાનની મળી ત્રણ મૂર્તિઓ બીરાજે છે. મંદિરના આગળના ભાગમાં સૂર્યભગવાનના સારથી અરૂણની મૂર્તિ પણ રહેલી છે. મંદિરનાં આગલા ભાગમાં એક મોટો ચોક છે, તેમજ મંદિરને ફરતી નાની નાની દેરીઓ રહેલી છે. અને તે દેરીઓમાં ગણપતિ આદિ જુદા જુદા દેવોની સ્થાપના કરેલી છે. મૂર્તિઓ ઘણી પ્રાચીન અને કેટલીક ખંડીત છે (હાલ મંદિરમાં નવી મૂર્તિઓની પ્રતિષ્ટા કરાવી છે.) મંદિરના ઉપર ગગનચુંબિત ત્રણ શિખરો રહેલાં છે. મંદિરના આગલા ભાગમાં ગિરિશૃંગો પર જગદમ્બા અંબિકાજીના ગોખ સરખો એક ગોખ છે. મંદિરને ફરતો કાંગરાવાળો મજબૂત કળામય કોટ છે. તેમજ પૂજારી તથા યાત્રાળુઓને રહેવાની ધર્મશાળા તથા ઓરડાઓની સુંદર સગવડ છે. મંદિરથી પૂર્વ ભાગમાં એક નાગકુપ છે. એ કુવામાં રનાદે (રાંદલ) તેમજ સૂર્યનારાયણની સપ્તધાતુની મૂર્તિઓ આવેલી છે.

તે કુપથી થોડે દૂર પર્વતની તળેટીમાં સૂર્યકુંડ, અગ્નિકુંડ, બ્રહ્મકુંડ, દેવ સરોવર, ધર્મવાવ, કપીલવાવ, ધનેશ્વર મહાદેવની જગ્યા, સપ્તદેવીઓની ભાંગીતુટી

દેરીઓ, ગૌતમમુનિનો આશ્રમ તથા એક તળાવ છે. આ તળાવનું વર્ણન કંડોલ પુરાણ અધ્યાય નવમાં શ્લોક ૯૮ થી ૧૦૧ માં કરવામાં આવ્યું છે. આ તળાવને પૂર્વે ઝીલ્લાનંદ નામનો કુંડ કહેતા હતા, અને અત્યારે એ ઝીલણીયું તળાવ એ નામથી ઓળખાય છે. હજુપણ થાન ગામથી ઠાકોરજીની પાલખી ત્યાં પધરાવી ઠાકોરજીને જળક્રીડા કરાવવામાં આવે છે, અને તે દિવસે મોટો ઉત્સવ થાય છે.

કંડોલપુરાણ અધ્યાય નવમાં શ્લોક ૯૯ થી ઝીલ્લાનંદ એવું કુંડનું નામ પડયાનું બતાવવામાં આવ્યું છે.

आनंदोऽभवदेतासां सलिलैर्झिल्लने सति । अ. ९
झिलानंदाभिधं ख्यातं सर्वपातकनाशनम् ॥४९॥

કંડુલપુરાણ અધ્યાય ત્રણથી અધ્યાય ચોથાના શ્લોક ૩૬ સુધી હનુમાનજીનું વર્ણન કરવામાં આવ્યું છે, તે હનુમાનજીની મૂર્તિ કંડુલિયા હનુમાન તરીકે પ્રસિદ્ધ છે. તે સ્થાન થાનરોડ સ્ટેશનથી એક માઇલ દૂર ઉત્તરમાં આવેલ છે. ઘણા પુરાતની ઓટલા ઉપર ઝાડના આશ્રય નીચે આ મૂર્તિ બીરાજે છે.

આ સ્થળ જીર્ણોધ્ધાર માગે છે. કંડોળિયા બ્રાહ્મણના ઇષ્ટરૂપ કંડુલેશ્વર હનુમાન પુરાણતત્વમાં ઇતિહાસની ઝાંખી કરાવે છે. એટલે આ સ્થળ નાશ ન પામે અને ઉત્પત્તિના અવશેષરૂપ હનુમાનજીની મૂર્તિ કાયમ રહે તે હેતુથી ત્યાં આગળ દેરી વિગેરે ચણાવી પુરાતન સ્મરણોને જાળવવાની ખાસ આવશ્યકતા છે.

ઝીલણીયા તળાવ તથા સૂર્યદેવળથી ઉત્તર તરફ અર્ધો માઇલ દૂર ગેબીગુફા આવેલ છે. આ ગુફા પુરાણમાં બતાવેલી બ્રહ્મગુફા હોવાનું કેટલાક દંતકથા ઉપરથી માને છે. ગુફાના પ્રવેશદ્વાર પર એક મોટી શિલા ઢાંકી દેવામાં આવી છે, અને ત્યાં ભગવાન રામચંદ્રજીની મૂર્તિ સીતા લક્ષ્મણ સહીત સ્થાપિત કરેલી છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર થાન ગામમાં રહેતા કોઇ કુંભાર (પ્રજાપતિ) ભગતે કરાવેલ છે.

મંદિરની બાજુમાં પૂજારીને રહેવા માટે એક ઓરડો છે; સં. ૧૯૫૬ ની સાલ પહેલાં સોરઠીસંતોમાં ગવાયેલા મેપા ભગતના ગુરૂ ગેબીનાથ ત્યાં રહેતા હતા, અને એ ગેબીગુફાથી પશ્ચિમ દિશામાં અનુસૂયાજીનો આશ્રમ આવેલો છે. ઉપર બતાવેલા અનુસૂયાના આશ્રમથી ઉત્તર તરફ સામુદ્રીમાતાના મંદિર તરફ જતાં રસ્તામાં આવતા ભેટ ગામની સમીપમાં ડુંગર ઉપર સાત માતાઓનું મંદિર આવેલું છે, અને તે મંદિરમાં એક સાથે દેવીઓની સાત મૂર્તિઓ જોવામાં આવે છે; આ મંદિર છોબંધ તથા શિખરબંધ નથી. પણ છાપરાવાળા એક ઓરડાની અંદર છે, અને ત્યાં એક જાણવા જેવી વાત એ છે કે લાકડાની સુંદર

સાંકળ ખીંટી ઉપર લટકાવેલી છે. અને આ ઉપરથી તે વખતે લોખંડની સાંકળના બદલામાં લાકડાની સાંકળનો ઉપયોગ થતો હશે એમ માનવાને કારણ મળે છે.

ઉપરોક્ત જગ્યાથી દસ માઇલ દૂર કપોળ કંડોળીઆ અને સોરઠિયાની કુળ-દેવી સામુદ્રી માતાનું મંદિર આવેલું છે. થાનરોડ સ્ટેશનથી સામુદ્રી માતાના મંદિર સુધી પહોંચતા ઉપર બતાવેલા તમામ સ્થળો રસ્તામાં આજુબાજુમાં આવી જાય છે. તરણેતર, વરમધાર, ઉંડવી, ભેટ, નાળધરા, રાયપર, તથા સુંદરીયું વિગેરે ગામો રસ્તામાં આવે છે. માતાજીનું મંદિર ધ્રાંગધ્રા સ્ટેટની હદમાં આવેલું છે, પૂજારીની વ્યવસ્થા ધ્રાંગધ્રા રાજ્ય તરફથી કરવામાં આવે છે. સ્થાનની રક્ષા માટે સમુદ્રમાંથી દેવીનું પ્રાગટય થયાનું પુરાણ કહે છે કે समुद्रस्य अपत्यं कन्या इति सामुद्री સમુદ્રની કન્યા તે સામુદ્રી (લક્ષ્મી). કંડોલપુરાણ અધ્યાય નવની અંદર સામુદ્રીનું સવિ-સ્તર વર્ણન આપવામાં આવ્યું છે. વાંકાનેરથી પણ તે સ્થળે જઇ શકાય છે. વાંકાનેરથી ઉત્તર દિશામાં ચોવીસ માઇલ દૂર આ સ્થળ આવેલું છે.

વાંકાનેરથી સામુદ્રી મંદિર જતાં, માટેલ, ભીમોડું તથા માથક ગામ આવેલ છે. ભીમોડા ગામની નજદીકમાં ભીમ પગલું નામનું તીર્થ છે, અને તેથી જ આ ગામનું નામ ભીમોડું પડયું હોવાનું સાહજિક અનુમાન થાય છે, માતાજીના મંદિરની સમીપમાં સુંદરીયું નામનું ઘણું નાનું પણ પુરાતન ગામ આવેલુ છે, તે ગામમાં વસ્તી ગણીગાંઠી છે, અને ઘરોના ખંડિયેરો દ્રશ્યમાન થાય છે. મંદિરના દક્ષિણ તરફના દરવાજાથી દક્ષિણ તરફ આશરે ત્રીસેક કદમ છેટે કૃષ્ણ, પાંડવ અને દ્રૌપદીનાં ઘણાજ પુરાતની કોતરેલાં પુતળાંઓ રહેલાં છે. બેએક પુતળાં તો પડી ગયેલાં નજરે પડે છે, અને એ બુદ્ધ સમયના પુતળાં હોય એમ તેના દેખાવ ઉપરથી જણાય છે. એ ઉપરથી બૌધ્ધોએ પણ આ સ્થાને પોતાનાં પ્રતિકો સ્થાપ્યાં હોય એમ એક અનુમાન નીકળે છે. સામુદ્રીના મંદિર તથા કિલ્લાની પશ્ચિમ દિશામાં ભીમ કુંડ આવેલો છે. આ કુંડનું પાણી ઘણું લીલું જોવામાં આવે છે; જે કુંડનું નામ ભીમકુંડ હોય તેનું પાણી લીલુંજ હોય છે એમ શ્રી. માધવરાય કરસનજી જોશીનું માનવું છે. અને આગળ વધીને તે એમ પણ કહે છે કે મેં જ્યાં જ્યાં ભીમકુંડ જોયા છે ત્યાં પાણી મને લીલું ભાસ્યું છે. ગીરનાર ઉપરના ભીમકુંડનું પાણી પણ લીલું જ છે.

મંદિર તથા કિલ્લાથી વાયવ્ય ખૂણામાં ત્રણસો કદમ દૂર ભોજનવાવ આવેલી છે. આને વિષે કેટલીક ઐતિહાસિક દંતકથાઓ પ્રચલિત છે; વલ્લભીપુરના હત્યાકાંડ પ્રસંગે અવશેષ રહેલા કંડોળિયાનું રક્ષણ આ વાવમાં થયું હતું. કંડોળિયા વાવમાં

સંતાણા અને માતા તેઓ અનુચરોની દ્રષ્ટિએ ન પડે તે ખાતર પોતે વાવમાં આડાં પડયાં. વળી એક દંતકથા છે કે આ મૂર્તિનો ઉદ્ધાર (ઉભા થવું તે) સવામુડો મીઠું વાપરવામાં આવે તો થાય. ભોજનવાવનું પાણી લગભગ જમીન ઉપર છે, એટલે જમીનથી એક બે હાથ ઉંડું છે, જેથી વાવમાં રહેલી મૂર્તિ જોવામાં આવતી નથી. શ્રી. માધવરાય કરશનજી કહે છે તે પ્રમાણે આ વાત દંતકથા હોય કે સાચી હોય, પણ તે સ્થળે ત્રણ જ્ઞાતિના ભાઈઓ સોરઠિયા, કપોળ, અને કંડોળિયા મળી ત્યાં એક ધાર્મિક ઉત્સવ યોજીને સવામુડો મીઠું વાપરવાનો અખતરો કરે તો કાંઈ ખોટું નથી.

સામુદ્રીના મંદિરને તેમ જ ધર્મશાળાને ફરતો કિલ્લો છે. કિલ્લામાં પૂર્વ તરફ તથા દક્ષિણ તરફ બે દરવાજા શોભી રહ્યા છે. કિલ્લાના મધ્ય ભાગમાં એક લીંબડાનું વૃક્ષ આવેલું છે. તે વૃક્ષના ફરતો છોબંધ ઓટો ચણી લેવામાં આવ્યો છે. કિલ્લાના મધ્ય ભાગથી અગ્નિ ખૂણામાં કુળદેવી સામુદ્રીનું શિખરબંધી મંદિર બાંધેલું છે. એ મંદિરની પૂર્વ તરફ સુંદર ચાચરનો ચોક છે, તેમાં માતાજીનાં વાહન સિંહની મૂર્તિ કોતરેલી છે. મંદિરમાં કુળદેવી સામુદ્રી વિગેરેની ચાર મૂર્તિઓ છે. સિંહવાહીની સામુદ્રી મૂર્તિ મધ્યમાં છે, અને દક્ષિણ ભાગે પીપલવાસીની, ઉત્તર ભાગે ધાબળીયાળી તેમજ નીચેના ભાગમાં અન્નપૂર્ણાની મૂર્તિ છે. મંદિરની ઉત્તર દિશામાં તેમજ મધ્ય ભાગથી પૂર્વ દિશામાં યાત્રાળુઓને ઉતરવાને માટે ઓરડાઓ તથા ભોજનશાળા સોરઠિયા ગૃહસ્થ શેઠ શ્રી. અમરચંદ માધવજીના સુપુત્રો શ્રી અમૃતલાલભાઇ તથા મણિલાલભાઇએ બંધાવેલ છે અને મંદિરનો જીર્ણોદ્ધાર પણ તેમણે કરાવ્યો છે. તેના પર એક નવો શિલાલેખ નીચે મુજબનો નાખવામાં આવ્યો છે.

"કપોળ સોરઠિયા તથા તેમના ગોર કંડોળિયા બ્રાહ્મણના ઈષ્ટદેવી શ્રી સામુદ્રીમાતાના આ દેવાલયનો જીર્ણોદ્ધાર સભામંડપ તથા તમામ કાળાં પથ્થરનું નવું કામ, ફરતો ગઢ તથા દરવાજા, વિશ્રામગૃહ તથા ભોજનશાળા શ્રી હળવદ ધ્રાંગધ્રા નરેશ હીઝ હાઇનેસ સર ઘનશ્યામસિંહજી બહાદુર જી. સી. આઈ. ઇ. ના રાજ્ય અમલમાં રાજા રાણા શ્રી માનસિંહજી સુરસિંહજી સી. આઈ. ની દિવાનગીરીના સમયમાં રાજકોટવાળા મીસ્ત્રી લક્ષ્મણ કાનજી ગજ્જરની યોજના અને દેખરેખ નીચે શ્રી કુતિયાણા પણ હાલ મુંબઈના રહીશ દશા સોરઠિયા વણિક શા. અમરચંદ માધવજી વૈદ્યના પુત્રો શા. અમૃતલાલ તથા મણિલાલ વૈદ્યે વિક્રમાબ્ધ સંવત ૧૯૭૮ના આસો સુદી ૮ વાર ગુરૂવારના રોજ શકે ૧૮૪૪માં રૂપિયા ૩૧૦૦૦ એકત્રીસ હજાર ખરચી કરાવી આપેલ છે."

મંદિરના મધ્ય ભાગથી ઉત્તર દિશામાં તેમજ ભોજનશાળાની હરોળમાં કોઇ એક સંન્યાસીનો પોતાને માટે બંધાવેલ આશ્રમ આવેલ છે. મધ્ય

ભાગથી પશ્ચિમ દિશા તેમજ વાયવ્ય ખૂણામાં એક પુરાતની કણ્વેશ્વર મહાદેવનું મંદિર છે, અને એ જોતાં એમ અનુમાન થાય છે કે કણ્વમુનિના એ ઉપાસ્ય દેવ હોવા જોઇએ, અગર કણ્વમુનિનું ત્યાં નિવાસસ્થાન હોવું જોઇએ.

સામુદ્રી મંદિર અને કિલ્લાની દક્ષિણ દિશામાં બાણગંગા નામનું તીર્થ આવેલું છે. પુરાણમાં આ વાત પ્રસિદ્ધ છે. પૃથ્વીમાં બાણ મારી પૃથ્વીના પડને ભેદી તેમાંથી ગંગાજી ઉત્પન્ન કરેલાં હતાં,

धरातलं तु पार्थोऽथ बाणेनाहत्य रंहसा। अ. १३
पातालाद्दानयद्गंगां पावमानां जगज्जलै : ॥३१॥
बाणेनात्र समानीता गंगेयं च किरीटिना। अ. १३
पातालाद्बाणगंगेति लोके ख्यातिमुपैष्यति ॥४७॥

આ બાણગંગાના વહેણની અંદર એક કુંડ બંધાવેલ છે તથા એક સંન્યાસીએ મહેનત લઇ બાણગંગા પર એક ઘાટ બંધાવેલ છે.

સામુદ્રીના મંદિરની બાજુમાં તેમજ મધ્યભાગથી પશ્ચિમ દિશા અને દક્ષિણ દિશામાં એક જૂની ધર્મશાળા આવેલી છે. આ ધર્મશાળાઓ મુંબઇના ગૃહસ્થો તથા શા. કાળીદાસ વસનજી તરફથી બાંધવામાં આવેલી છે; મંદિરના પશ્ચિમ ભાગથી દૂર દક્ષિણ દિશામાં એક ઓટા ઉપર ઘોરૈયાની પથ્થરની મૂર્તિ છે.

આ ઘોરૈયો સર્પ યાત્રાળુઓને કવચિત કવચિત દર્શન આપે છે એમ ત્યાંના આજુબાજુના નિવાસીઓનું કથન છે. મંદિર તેમજ યાત્રાળુઓને ઉતરવાના ઓરડાની વચમાં તેમજ મધ્ય ભાગથી પૂર્વ દિશામાં સાકરકુઇ આવેલી છે; આ સાકરકુઇનું પાણી જમીનથી બે હાથને છેટે છે; અને પાણી અંદર બે હાથ જ ઉંડું રહે છે છતાં પણ દુષ્કાળ જેવા વખતમાં તે પાણી સુકાતું નથી. પાણી ઘણું મીઠું છે અને માતાજીની પૂજામાં હંમેશા આ પાણીનો ઉપયોગ થાય છે. માતાજીના મંદિરને લગતા ઉપરના સ્થળો સિવાય ત્યાં આગળ ક્ષેત્રફળનું થાન (કંડોળ પુરાણ અધ્યાય પાંચ શ્લોક ૧૪૨ થી ૧૪૯) હાથી પગલું, પીંડતારા, ફૂલફુળમણી વિગેરે સ્થાનકો ત્યાં છે એમ ઘણાનું માનવું છે.

શ્રી સામુદ્રીમાતાએ જવાનો એક ત્રીજો રસ્તો હળવદથી પણ છે. હળવદથી માતાજીનું મંદિર છથી સાત ગાઉ દૂર થાય છે. થાનરોડ સ્ટેશનથી આશરે દસ ગાઉ થાય છે. થાનથી માતાજી જતાં રસ્તામાં ઉપર બતાવેલાં ઘણા ખરા તીર્થો આવી જાય છે; યાત્રા તેમજ નિરીક્ષણની દ્રષ્ટિએ જનારાને થાન રોડ સ્ટેશનથી જવું એ વધારે સારૂં છે.

પાછળ નિર્દેશ કરેલ સ્થળો સિવાય સ્થાન નગરનાં જૂના ખંડિયેરો અને કંડોલ પુરાણમાં બતાવ્યા પ્રમાણેના કેટલાક ઐતિહાસિક અવશેષો હજુ પણ ત્યાં અસ્તિત્વ ધરાવી રહેલાં છે. યુરોપ અને અમેરિકાની સફરો કરી તાજમહાલ કાશ્મીરના સૌંદર્યનું નિરક્ષણ કરનાર તેમજ ચારે ધામોની યાત્રાઓ કરી પુન્ય હાંસલમાં માનનારા ધર્માવલંબીઓને એટલું જ કહેવું બસ થશે કે જે સ્થાનમાંથી કપોળ, કંડોળિયા અને સોરઠિયાની નામસંજ્ઞા પ્રાપ્ત થઇ છે અને જે તેઓનું ઉત્પત્તિસ્થાન છે તે તો તેના વંશજોએ જરૂર જોવું એ એમની પવિત્ર ફરજ છે. આવા પુરાણપ્રસિદ્ધ સ્થાનો નિહાળવાથી આપણને આપણા ઇતિહાસની ઝાંખી થાય છે.



પ્રકરણ ૬ હું :

## વોરા વંશના પૂર્વજ: ભકતમણિ સગાળશા

કશ્યપી ગોત્રના શેઠ બંગાળશા
દીકરો શેઠ સગાળશા એ
આત્મના ભોગથી ભક્તિના યોગથી
દીકરો વ્હોરતાં હર્ષ થાયે.
તે ઘડી ત્યારથી જ્ઞાતના વંશજો
તેજ વ્હોરા ગણાયા પ્રમાણો,
એક ડીકાતણા વંશજો પિતૃથી
શાખ ડીકાણી એમાં પ્રમાણો.

થાન કંડોળાનો નાશ વિક્રમ સંવત ૨૭૨ બે વ્હોતેરે થયો, એવું કપોળજ્ઞાતિના વંશાવળીના હસ્ત લિખિત ચોપડામાં એક પ્રમાણ મળી આવે છે. "સંવત બે વ્હોતરે નોમને મંગળવાર, જેષ્ટ માસ દળ આવિયો, ગુજ્જર દેશમુજાર" નાગને હુણજાતિએ ભિન્નમાલ પ્રદેશનો નાશ કર્યાં પછી થાન કંડોળાનો નાશ કર્યો.

કશ્યપગોત્રી હરદાસ, ગામ રોઝક/ જઈને વસ્યા (જુવો વંશાવળી પેઢી ૨૧મી) અને રોઝકાથી હરદાસના વંશજ કરણપાળ "મોણપર" [મોહનપર] વસ્યા (જુવો વંશાવળી પેઢી ૨૯)

ચારે બાજુ સમુદ્રથી વિંટાયેલા **શિયાળબેટમાં** કશ્યપગોત્રી કરમશીથી પાંત્રીસમી પેઢીએ થયેલા ગણપત આવીને વસ્યા. (જુઓ વંશાવળી પેઢી ૩૫મી)

ગણપત શેઠ પછીની ૪૨ મી પેઢીવાળા બંગાળશાએ સં. ૮૩૧ માં ચાંચુડેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું. (જુઓ વંશાવળી પેઢી ૪૨ મી) તે બંગાળશા શેઠને સગાળશા અને ગણપત નામના બે પુત્રો હતા.

શેઠ સગાળશા સાધુને સેવે, વાણિયો પાળે વ્રત
ન મળ્યા સાધુને રહ્યા અપવાસી, તાવવા આવ્યા તરત
ત્રિકમજી કોઢિયા થઈને, વેશ અતીતનો લઈને.

આ ભજન તો ગુજરાત કાઠિયાવાડમાં ઘણું પ્રચલિત છે. સંતો જ્યારે એકતારાપર મંજીરાના તાલ સાથે સગાળશાનું ભજન કુંવરચેલૈયાના હાલરડા સાથે ગાય છે ત્યારે કાળમીંઢ પથ્થર જેવાં હૃદયો પણ દ્રવ્યા સિવાય રહેતાં નથી. (જુઓ વંશાવળી પેઢી ૪૩ મી) સગાળશા શેઠને માટે તો મહારાષ્ટ્રમાં પણ પોવાડા ગવાય છે.

સધરાજ શેઠના પુત્ર બંગાળ શેઠના લગ્ન ગણેસ ધોળકામાં હરિતસ ગોત્રી વચ્છરાજ શેઠની પુત્રી લાડકીબાઈ સાથે થયાં હતાં. લાડકીબાઈ શિયાળ બેટમાં સતી થયાં. (જુઓ વંશાવળી પેઢી ૪૩ મી)

ભક્તમણિ સગાળશા શેઠના લગ્ન ધાતરવડી ગામમાં વચીસ્ટ ગોત્રી ગોવિંદ મહેતાની દીકરી ચંગોવતી (ચંગાવતી) સાથે થયાં હતાં.

તેમને પેટે પિતૃભક્ત ચેલૈયો અવતર્યો. સગાળશાએ ચારણોને સુગાળા ગામ આપ્યું.

શિયાળ બેટને પાટ, નામ અવચળ તેં રાખ્યો
અહી સુગાળા ગામ, દાન ચારણ કળ આપ્યો
ભક્ત હૃદય ભરપુર ધામ ચારેં તે નિરખ્યા
બાળ જ્ઞાનને કાજ ધામ વિદ્યાના સ્થાપ્યાં
હામ ભીડી હૃદયા વિષે બાળ નિજ વ્હેરાવીઓ
અડગ ટેક અવિચળ ધરી અમરાપુર સિધાવીઓ.

અગિયારવાર પગપાળા ચારે ધામની યાત્રા કરી; શિયાળ બેટમાં ચોરાસી કુંડ કરાવ્યા. ગંગા ખાડ કરાવી. ( ગંગા ખાડ હાલ ગંગા તલાવ તરીકે ઓળખાય છે. ) મહાદેવના દેવાલય ચણાવ્યાં. અગિયાર વાવ કુવા ચણાવ્યા ત્રીથપલ પાઠશાળા કરી. મદુરામાં બ્રહ્મપોળ આપી ગુરૂકુળ ચણાવ્યું ; અગિયારમી વારે યાત્રાએ જતાં મોટો સંઘ કાઢયો; ગંગાને કાંઠે અતિથિ જમાડવાનું વ્રત લીધું. વતનમાં આવી નિયમિત વ્રતપાલન કરવા લાગ્યા.

ભક્તિ એટલે તીક્ષ્ણ દેધારી તલવાર પર ચાલવાની કપરી કસોટી. 'હરિનો મારગ છે, શૂરાનો નહિ કાયરનું કામ જોને' ભક્તકવિ પ્રીતમના ગાયેલા આ શબ્દો ભક્તિના પંથનું સુંદર રહસ્ય રજૂ કરે છે. એ રીતે પ્રભુના પંથને પકડનાર પથિકમાં શૌર્ય, માનસિક આત્મબળ, અને ધીરજની અનિવાર્ય આવશ્યકતા હોય છે. વ્રત લેવું એટલે આત્મબળની પૂરેપૂરી કસોટી કરવી. એમાંથી પસાર થાય તે જ સામો કિનારો જોઈ શકે. અન્ય વૃથા આ માયાના

મહાસાગરમાં અંઝવાના જળ ઉલેચ્યા કરે. ભક્તવીર સગાળશા શેઠની કપરી કસોટીની પળોએ તો ભારતીય આલમમાં ડંકો બજાવ્યો છે. એ ઇતિહાસપ્રસિદ્ધ આખ્યાયિકા કપોળ જ્ઞાતિના ગૌરવસમા સગાળશાના જીવનમાં કેંદ્રિત હોવાથી સમસ્ત જ્ઞાતિની સામાજિક, રાજકીય અને ધાર્મિક કીર્તિના કળશ પર શાશ્વત ચિરંજીવી કલગી રૂપે રહેશે. એ કસોટીની આછી ઘેરી ઝાંખી કરીએ તો કૃતકૃત્ય થવાય.

શિયાળ બેટની ભૂમિકા, ચારેપાસ જળજળાકાર, તેમાંએ મુસળધાર મેઘની ધારા. આવા સંયોગોમાં અતિથિ કયાંથી આવે? શેઠે એક દિવસ રાહ જોવામાં પસાર કર્યો, એટલે પતિપરાયણ દેવી ચંગાવતીએ પણ પતિને સાથ દીધો. માતા પિતા ભોજન ન લે તો પુત્ર પણ એકલો કેમ જમે? એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રણ ત્રણ દિવસના વહાણાં વાઇ ગયા, પણ અતિથિ નજ આવ્યા. ગામમાં બેટમાં વાત વિસ્તરી. ભકત સગાળશા પ્રત્યે અને એમના કુટુંબ પ્રત્યે સૌને પૂજ્યભાવ. એટલે સૌ આ વાતથી કળકળી ઉઠયાં, સંયોગોનો વિચાર કરવા શેઠને ઘણા લોકોએ સમજાવ્યા; પણ આ કાંઈ સગવડીઉં વ્રત નહોતું એ તો આત્મશ્રદ્ધાનો આદર્શ હતો. શેઠ ન માને તો શેઠાણી કેમ માને? દિવસ પર દિવસ જવા લાગ્યા, પણ કોઇ માને નહિ. છેવટે સૌએ ભક્તકુંવર ચેલૈયાને અન્ન લેવડાવવાના અનેક પ્રયત્ન કર્યા, પણ સિંહના બચ્ચાં પણ સિંહજ હોય છે એ કેમ પાછા પડે! ચેલૈયાએ પણ માતાપિતાને છોડી નહિ જમવાની કઠણ પ્રતિજ્ઞા પ્રદર્શિત કરી. બેટના ઠાકોરે આવી સમજાવ્યા; અનેક આજીજી વિનવણીઓ કરી પણ ભક્તરાજની આત્મશ્રધ્ધા આગળ તે નિષ્ફળ નિવડી. સમસ્ત બેટની પ્રજા કળકળવા લાગી, પ્રભુને પ્રાર્થનાઓ થવા લાગી. બારબાર દિવસના વહાણાં વાઇ ગયા.

અનેક નિરાશાનાં વાદળાઓના ઘેરામાં કયાંક આશાનું આછું પ્રતિબિમ્બ જણાયું. સમાચાર આવ્યા કે કોઇ અતિથિ ગામમાં પધાર્યા છે. બાર બાર દિવસના ઉપવાસી કુટુંબને તો આનંદનો સાગર રેલ્યો. અતિથિને લઇ આવ્યા. જેના દેહપર રક્તપિત્તની સાંગોપાંગ અસર જણાય છે, જેને દૂરથી જોઇ માણસો દૂરને દૂર ભાગે તેને સગાળશાની હવેલીએ લાવ્યા. ઉપવાસી ભક્તયુગલે અતિથિનો સત્કાર કર્યો. સ્નાન વિગેરે કરાવ્યું. દેવી ચંગાવતીએ વિધવિધ સામગ્રી તૈયાર કરી. અને થાળ પીરસાયો ત્યારે અતિથિ કહે હું આ ભોજન લેતોજ નથી. મારે જમવું નથી. ભક્તયુગલે કાલાવાલા કરી એમની વૃતિ જાણી. માંસાહાર પોતે ન લાવી શકે છતાં પ્રબંધ કર્યો, ત્યારે અતિથિ કહે આવું હું નહિ લઉં. મારે તો જીવતા માણસનું મારી સન્મુખ તૈયાર થયેલું ભોજન જોઇએ.

આખરી નિર્ણય કરીને પોતાના એકના એક લાડકવાયા કુંવરને ભકતયુગલે ખાંડણીઆમાં ખાંડવા માંડયો. આવે વખતે કયું માનવહૈયું હરખાય ? તો પણ પોતાની ટેકને ખાતર આ યુગલ ગીતો ગાતું જાય અને કાર્ય કરતું જાય. થાળ તૈયાર થયો, ત્યારે વળી સાધુએ બીજો ફણગો ફોડયો. 'ભકતરાજ' હમ ઐસા વાંઝિયેકા અન્ન નહિ પાયગા.' નવું ધર્મ સંકટ ઉભું થયું, પણ દેવી ચંગાવતી પળ પારખી ગયાં, અને સમયસૂચકતા વાપરી પોતાની ટેક અને પતિના વ્રતને જાળવવાનો માર્ગ શોધી કાઢયો. તેમણે છરી પોતાના હાથમાં લઈ અતિથિને કહ્યું, "મહારાજ અમે વાંઝિયા નથી, આ પાંચ મહિનાનો ગર્ભ આપને દેખાડું છું," કહી પોતાની છેવટની ફરજ અદા કરવા તૈયાર થયાં. આખર વિઠ્ઠલ તો વહાર કરે જ ને ? અતિથિએ પોતાનું સત્ય ઇશ્વરી સ્વરૂપ પ્રકાશિત કર્યું, અને ભકતને ધન્યવાદ આપ્યો, ભકત–કુંવર ચેલૈયાને સજીવન કર્યો અને શેઠ સગાળશાએ અતિથિ સહ પારણાં કર્યાં. બેટમાં જયજયકાર વરતાણો.

આ પ્રસંગ બન્યા પછી ભક્તરાજ સગાળશાને સંસાર પર વિરક્તિ પ્રગટી. પોતે સહકુટુંબ અને સ્નેહીસંબંધીઓને લઇ મોક્ષ માર્ગે પ્રયાણ કરી ગયા. આવા ભક્તની સાથે મોક્ષની વાટે જવા કોણ તૈયાર ન થાય ? આખો સંઘ નીકળ્યો; ભક્તરાજના ભાઈ ગણપતની પત્ની સગર્ભા હોઇ તેને પિયર હતી તે આમાં જોડાઇ શકી નહિ, એને જે વસ્તાર થયો તે "વ્હોરા" અવટંકે પ્રસિદ્ધ થયો. ભક્તરાજે સાધુને પોતાનો પુત્ર વ્હોરાવ્યો, માટે **આ વ્હોરા અવટંક સ્થાપિત થઇ.***

આવા ભક્ત સગાળશા જે જ્ઞાતિમાં જન્મ્યા તે જ્ઞાતિના ગૌરવમાં શી કમીના હોય ? આવા ભક્ત પૂર્વજોના આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખી, આત્મબળ કેળવી, અનેક ભકતો આ જ્ઞાતિમાં થાય, ત્યારેજ શેઠ સગાળશાનું સ્વાર્પણ કૃતકૃત્ય ગણાય. માત્ર પ્રશસ્તિઓની કે અંજલિઓની કંઈજ જરૂર નથી.

ગણપતના પુત્ર કરણાથી વ્હોરા વંશનો વિસ્તાર થયો. તે વંશજો હાલ જાફરાબાદ, દેલવાડા, રાજુલા, ભેરાઇ, અમરેલી, શીહોર, ભાવનગર વિગેરે ગામોમાં છે. આ વ્હોરા વંશમાંથી કીકાના પુત્રો કીકાણી અવટંકથી ઓળખાય છે. તેનો વિસ્તાર નવાબંદર, ટીંબી, જાફરાબાદ, રાજુલા, ડેડાણ તેમજ વીંજાણા ગામોમાં છે.

*વ્હોરા અટકમાં પાંચ જાત છે: ૧ ભઠી, ૨ ભુખી, ૩ મપારા, ૪ માંડલ્યા.૫ શેઠીઆ.

પ્રકરણ ૭મું

## શિયાળ બેટ : પ્રાચીન નગરીનો જીર્ણ અવશેષ

આ બેટનું નામ અસલના વખતમાં સહજીગપુર હતું. તે નામ તેરમા સૈકાના શિલાલેખ અને ચંદ્રગચ્છી મતના શ્રાવકોનાં નગ્ન પૂતળાં ઉપર માલૂમ પડે છે. આ બેટ કાઠિયાવાડમાં જાફરાબાદ શહેરથી પાંચ ગાઉ છેટે ઇશાન ખૂણામાં છે. ને તે આજ જંજીરા સંસ્થાનને તાબે છે. આ બેટમાં સફેદ આરસ-પહાણના ભુખરા પાષાણના તથા કાળા આરસપહાણનાં ઘણાં નગ્ન પૂતળાં માલમ પડે છે. ગોરખમઢીમાં ગંગા સરોવરના કાંઠા ઉપર તથા ગામના ચોરામાં એ પૂતળાંઓનો સારો જથ્થો છે. આ બેટની ચોગરદમ જીર્ણ કોટ માલૂમ પડવાથી એમ અનુમાન થાય છે કે આ બેટ અસલ એક મોટું શહેર હશે. કોટમાં અને બીજી જગ્યાએ ઠેકાણે ઠેકાણે તરેહવાર કોતરણીના પથ્થરો માલમ પડે છે. બેટની ઉત્તર બાજુએ દરિયા કાંઠા ઉપર જે કોટ આવેલો છે તે કોટના પાયામાં પથ્થરનાં મોટાં મોટાં ચોસલાં કેટલાંક કોતરણીવાળાં અને કેટલાંક કોતરણી વગરનાં છે. ઉત્તરાદા કોટના દરવાજા ઉપર ભવાનીની નાની ઓરડી છે. તે પણ જીર્ણ હાલતમાં છે. તેની નજીક તળિયાટ છોનાં મોટાં મોટાં ચોસલાં માલમ પડે છે. ઇશાન તરફના કિનારા ઉપર પાણીનો કોઠો પણ જીર્ણ હાલતમાં છે. તે કોઠો જોતાં માલમ પડે છે કે અસલના વારામાં આ શહેર એક મોટું બંદર હશે. અને મોટાં મોટાં વહાણો વેપાર સારૂ આવતાં જતાં હશે. ગામમાં ઘણુા ખરા ઘરો છાજનાં છાયેલાં છે, ને પથ્થરનાં ચોસલાનાં બાંધેલાં છે. તે ઉપર બહાર ગાર કર્યા વગર રહેવા દે છે તેથી બેડોળ દેખાય છે. શેરીઓમાં ઠેકાણે ઠેકાણે પણો (ઝીણી રેતી) જોવામાં આવે છે; ગામની નજીકમાં જે ખેતરો છે તે દરેક ખેતર દસ પંદર ચોરસ હાથના વિસ્તારમાં છે. લોકો નિર્ધન છે. ગામની નજીકનાં ખેતરોમાં બોરડીઓમાં ઝાડો ઘણાં છે. તેમજ

ખેતરોમાં ઠેકાણે ઠેકાણે અસલના વારાની વાવો ઘણી છે, તે લગભગ ૧૫૦ થી વધારે હશે. એ વાવો શહેરના ઉપયોગ સારૂ હશે એમ જણાય છે. જૂના મકાનોની યથાર્થ સ્થિતિ તપાસવા તથા જૂના શિલાલેખ તથા સિક્કાઓ તપાસવા કયાંય ખોદાવી શકાય એમ નથી.

ગંગા નામનું હોજના આકારનું એક સરોવર ગામની દક્ષિણ બાજુએ થોડે છેટે છે. તે ઉંડું ખોદાવીએ તો અંદરથી પથ્થર વડે બાંધેલા સંખ્યાબંધ કુંડો માલૂમ પડે છે. તેના આથમણા કાંઠા ઉપર એક પત્થરનો ખારણીઓ જીર્ણ હાલતમાં છે, તે લગભગ દોઢ ફૂટ ઉંચો અને આશરે સવા ફૂટ જાડો ભુખરા પાણાનો છે. દંતકથા પ્રમાણે સગાળશા શેઠે ચેલૈયાનું માથું તેમાં ખાંડયું હતું. ગંગાની આથમણી તરફ નજીકમાં ગોરખમઢી છે, ત્યાં શિવનું લિંગ તથા જીર્ણ પોઠિયો છે, તે ઉપર આંબલીનું ઝાડ તદ્દન સરખી રીતે વાંકું વળેલું છે. નજીકમાં આરસપહાણના ઉમદા કોતરણીવાળાં બત્રીશ પુતળાં છે. તેમાં કેટલાક સ્ત્રી પુરૂષોનાં જીર્ણ પુતળાં છે, કેટલાક સાપની કોતરણીનાં છે ને કેટલાક વાઘણનાં, હાથણીનાં અને ગાયોનાં છે. મનુષ્યનાં કેટલાક પુતળાં બંદગી કરતાં ઉભેલાં, કેટલાક હાથ જોડી બેઠેલાં અને કેટલાંક વાજીંત્ર વગાડતાં માલમ પડે છે. તેમ તેની અંદર ઉંડું ભોંયરૂં છે તેને નાનાં બે ઘર છે તે વાટે અંદર ઉતરાય છે. અંદર એક કાળા આરસની મૂર્તિ તથા એક ભુખરા પાણાની સિંદૂર ચોપડેલી મૂર્તિ છે. ભોંયરૂં જમીનની સપાટીથી લગભગ છ સાત હાથ ઉંડું અને તેટલું જ પહોળું તથા લાંબું હશે. તે ગોરખમઢીથી ગામ તરફ આવતાં થાનાવાવ આવે છે. દંતકથા પ્રમાણે તે વાવના પાણીમાં કાપડું બોળીને પહેરવાથી જે સ્ત્રીના સ્તનમાં દૂધ ન હોય તેને દૂધ આવે છે. તે વાવમાં લગભગ દોઢ બે ફૂટ પાણી ઉંડું રહે છે. વાવ ઘણી જીર્ણ થઇ ગયેલી છે અંદરની સામી બાજુએ મોડીઆ તથા ચુંદડીઓ ટંગાવેલ છે.

આ બેટનો ઘેરાવો લગભગ ૩ માઇલ હશે. ત્યાંનાં રીંગણાં ઘણાં સારાં થાય છે. અને આસપાસના કિનારાનાં ગામોમાં તે ઘણાં વખણાય છે. ત્યાંની વાડીઓમાં દાડમ પણ ઠીક પાકે છે. લોકોનો ઘણો ભાગ પીર ઉપર આસ્થા રાખનાર કોળીઓનો છે. તેઓ અતીત વગેરે સાધુને પણ માન આપે છે. હાલમાં ગામમાં ૧૫૦ ઘર અને ૫૦૦ માણસની વસતી હશે. લોકોને બધો જરૂરી સામાન ખાડી ઉતરી બીજે ગામથી લાવવો પડે છે. ફક્ત વેપારીનું એક જ ઘર છે. લોકો ભોળાં અને અણસમજુ છે.

બેટના અગ્નિખૂણામાં એક બીજા બેટડા ઉપર સવાઇ પીરની જગ્યા છે. ઓટ હોય ત્યારે પાણી ન હોવાથી પગવાટે ત્યાં જવાય છે અને ભરતી હોય ત્યારે હોડીમાં બેસી જવાય છે. તે બેટમાં કુંવારના છોડનો જથ્થો ઘણો છે. તેમજ હડસાંકળ અને હાથીઆ થોર પણ છે. રસ્તામાં પીરના મુજાવરની જગ્યા પ્રથમ આવે છે. તે મુજાવર મુસલમાન છે. અને કાછીપીનો મૂળ વતની છે. તે હજ કરી આવ્યા બાદ આ જગ્યામાં રહેલ છે. એ મકાનની અંદર એક વાડી, તથા મીઠા પાણીની વાવ, બે ઓસરીબંધ ઓરડા તથા એક મુસાફરો માટે રસોડું તથા બીજાં બે ત્રણ પરચુરણ કામનાં એકઢાળિયાં છે. ત્યાંથી ઉગમણી બાજુએ થોડે દૂર સવાઇ પીરની જગ્યા છે. મુસાફર જાત્રાળુલોક જેઓ એ જગ્યા જોવા સારૂ ત્યાં જાય છે, તેમને પગરખાં વગેરે ચીજો મુજાવરના મકાનમાં મૂકવી પડે છે. રસ્તો પ્રથમ ખડબચડો આવે છે. તેથી જાથુના જોડા પહેરનારને ચાલવું કઠણ પડે છે. પછીથી સડક જેવો સારો માર્ગ આવે છે. મકરબો ચુનાબંધ લગભગ ૧૪ ફૂટ લાંબો પહોળો છે. ઉગમણે બારે બે બારણાં છે. એક બારણું બંધ રાખે છે. મકરબાની ઉપર ઘુમટની આજુબાજુ ચાર નાની દેરીઓ છે. મકરબામાં બે ઘોર છે. એક ઉપર લીલી ચાદર છે, તે ઘોર લગભગ પાંચથી છ ફૂટ લાંબી અને દોઢથી બે ફુટ પહોળી છે. બીજી સવાઇ પીરની ઘોર લગભગ અગિયાર ફૂટ લાંબી ને બે અઢી ફૂટ પહોળી છે. તેની ઉપર ચાદર ધોળી જગન્નાથીની છે. તેની બાજુ ઉપર એક મોર પીંછનું ચમર પડેલું છે. મકરબામાં લોબાનનો ઘણો ધૂપ થવાથી લોબાનની વાસ આવે છે.

મકરબામાંથી પાછે પગે પાછું વળવું પડે છે. સવાઇ પીરના ચમત્કાર વિષે લોકો તરેહવાર વાતો કરે છે. લોકો તેને 'સમુદ્રનું તોફાન શમાવનાર' પીરનું નામ આપે છે. આ બેટમાંથી પુષ્કળ કાળી રેતી મળે છે. તે બેટના ઇશાનખૂણામાં આબુસવાઇની જગા છે. તે બેટ નાનો છે, ને ત્યાં મોજાંનું જોર ઘણું છે તેથી તથા ખરાબાને લીધે તે બેટ પર ચડવું ઘણું કઠણ છે. મનુષ્યની વસ્તી ત્યાં નથી. ફક્ત પીરનો જીર્ણ મકરબો છે. બગલાં વગેરે દરીઆઇ પક્ષીનાં ઇંડાં ત્યાં ઘણાં છે. તે બેટ ઉપર મોટાં વૃક્ષ નથી.

શ્રાવકોનો મુખી ધનાશાળભદ્ર નામે શાહુકાર આ જગાએ થઇ ગયો હશે. દંતકથા પ્રમાણે શ્રાવકલોકો નવા વર્ષના ચોપડામાં લખે છે કે 'ધનાશાળભદ્રની રિદ્ધિ હોજો' તે ઉપરથી માલુમ પડે છે કે આ બેટ અસલ પૈસેટકે ભરપૂર હશે. સગાળશાના મકાનમાં તથા આ બેટના પૂર્વ તરફના ભાગમાં ધન હશે એવું લોકોના કહેવામાં છે.

આ બેટનો નાશ મુસલમાનોએ કરેલો હોય એમ કહેવાય છે. ગંગાસરથી પૂર્વમાં પાંચ ખેતરવા દૂર ડંકાની નિશાની છે. ત્યાં અસલ વહાણ બંધાતાં હશે. ઉત્તર તરફની ખાડીમાં ૧૮થી ૩૦ ફૂટ પાણી રહે છે. ને તેની આસપાસ કાળુની સીપો થાય છે. પરંતુ ખારવા લોકો દરિયાની અંદર થોર, મોટા પથરા વગેરે નાંખે છે તેથી એ જનાવરોનો વધારો થતો નથી. લાગતા વળગતા તેનો શોધ તથા સંરક્ષણ કરે તો આ જગોએ કાળુ પુષ્કળ થાય. પૂર્વ તરફના કાંઠે મોના-માર્કાની નિશાનીઓ જોવામાં આવે છે. સવાઇ પીરની માનતા વહાણવટી લોકો બહુ જ કરે છે. તેથી તે પીર ઘણા જ પ્રખ્યાત છે. આ બેટના સંબંધમાં અતિથિ વત્સલ સગાળશા શેઠની દંતકથા ખૂબ મશહુર છે.

('દેશી રાજ્ય' એપ્રીલના ૧૯૩૯માંથી ઉધ્ધૃત)



પ્રકરણ ૮ મું

## કુળદેવી ચોરવાટેશ્વરી

चामुंडा चांबिका गंगा महालक्ष्मी कलेश्वरी।
चौरवाटेश्वरी भोगा वाराह्याद्याः प्रकीर्तिताः॥ ક. પુ. અ. ૫. શ્લોક ૧૩૮

ચામુંડા, અંબિકા, ગંગા, મહાલક્ષ્મી, કલેશ્વરી, ચોરવાટેશ્વરી, ભોગા, વારાહા વિગેરે કુળદેવીઓ કહેવાય છે.

કંડુલ પુરાણમાં કુળદેવીઓની વિગત બતાવતા શ્લોક ૧૩૮ થી ચોરવાટેશ્વરી પણ કુળદેવી તરીકે થશે એમ ઉપરના શ્લોકથી દેખાય છે.

સોરઠધરાના પુણ્ય પ્રદેશમાં સોમનાથ ક્ષેત્રે હાલના ચોરંવાડથી બે માઇલ દૂર રત્નાકરના રમ્ય કિનારે "ઝુંડપુર પટ્ટન વાસિની ઝુંડમાતા" (ચોરવાટેશ્વરી) ચોરવાડીનું મંદિર આવેલું છે. મંદિર ઘણું પ્રાચીન અને રમ્ય છે, તે કશ્યપ ગોત્રી કપોળ વણિક વોરા તથા કીકાણીની કુળદેવી છે. મંદિર કેટલું પ્રાચીન છે તે કલ્પવું ઘણું મુશ્કેલ છે, છતાં એક વાત તો ચોક્કસ છે કે તે સંવત ૮૫૨ પહેલાંનું તો હોવું જ જોઇએ. કશ્યપ ગોત્રની વંશાવળી જોતાં મૂળ પુરૂષથી ૪૨ મી પેઢીએ બંગાળ નામના પુરૂષના પુત્ર ભક્તમણિ સગાળશા થયા. (બંગાળ શેઠના બીજી વારના લગ્ન ઝુંડપર પટ્ટનમાં થયાનું, તેમ જ ઝુંડમાતા ઉપાસ્યાનું, અને દેવળ કરાવ્યાની હકીકત પ્રાપ્ત થાય છે.) (જુઓ વંશાવળી પેઢી ૪૨ મી.) આ હકીકત વંથળીના રાજા ગ્રહરિપુના વખતમાં બની હોવાનું પ્રમાણ નીકળે છે. પ્રથમ આ સ્થળે કોઇ વિશાળ નગર હોવું જોઇએ એવો ભાવાર્થ નીકળે છે. (રા. રા. ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા સાથે પાર્લામાં ટૂંક મુલાકાત થયેલી તે વખતે ઉપરોકત બાબતની ચર્ચા થતાં તેમણે પણ કહેલું હતું કે ત્યાં એક પ્રાચીન નગર હોવું જોઇએ.) આ વાત ત્યાંના કેટલાક અવશેષોથી પણ પ્રાપ્ત થાય છે.

ચોરવાડી માતાના મંદિરની પાસે પુરાણા વૃક્ષોનું ઝુંડ આવેલું છે. વનસ્પતિશાસ્ત્રી શ્રીમાન જયકૃષ્ણ ઇંદ્રજી થોડાં વર્ષપર આ ઝુંડમાં આવેલા ત્યારે તેમણે એક રાયણના ઝાડને સાડા છસો વર્ષ પૂર્વેનું હોવાનું જણાવ્યું હતું. વૈજનાથ મહાદેવ, હનુમાનજી, ગણપતિના પ્રાચીન મંદિરો આ ઝુંડની શોભામાં વધારો કરી રહેલાં છે.

બ્રહ્મકુંડ, વમરવાવ, મીઠીવાવના પુરાણા જળાશયો પ્રાચીન કારીગરીની યાદ આપતાં મંદિરની કટિમેખલાએ ઉભાં છે.

ચોરવાડ અને ત્યાંના આજુબાજુના પ્રદેશોમાંથી યાત્રાળુઓનો મોટો મેળો દર વરસે ચૈત્ર શુદી આઠમ અને આસો શુદી આઠમે ભરાય છે; મેળાની પ્રાચીન ભાવનામાં શક્તિપૂજાનું મહત્ત્વ આજના યુગે સમજાવવું પડે એમ નથી.



## ચોરવાટેશ્વરી સ્તવન

જય જય હે ઝુંડનિવાસિની, ભક્તઉદ્ધારિણી માઁ કમલે
સુરગણુસેવિની રમ્ય કપર્દીની, કિન્નરતારીણી ભૂમિતલે.

ૐકાર સ્વરૂપિણી હ્રીં બીજ ધારિણી, ચારૂસુહાસિની મા વદને
તુંહિ શિવદૂતિની, કાળકરાળીણી, મંગળકારીણી ત્રિભુવને.

ચંડવિનાશીની મહિષવિમર્દિની, રક્તજશોષિણી જગ્તજને
પટ્ટનવાસિની, વૃક્ષરાજેશ્વરી, જ્ઞાનઉજાસાની ભક્તજને.

શક્તિસમર્પિણી, વિદ્યુતધારિણી, ચૈતનરૂપિણી તું વિજયા
દારિદ્રહારિણી દુઃખવિદારિણી, વંશવધારિણી મા અભયા

અંબાપ્રસાદ ખંડેરાવ બારોટ.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।

ઉઠો, જાગો અને શ્રેષ્ઠ પુરૂષો પાસે જઇને જ્ઞાન મેળવી લો.

ઉપનિષદ્

આ વિભાગમાં જે ભાષા છે તે જૂના ચોપડાઓની તે જમાનાની ભાષા હોવાથી એમ ને એમ રાખી છે.

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥



## કપોળ વણિક વોરાઓનું



# ગોત્ર કશ્યપ



## ત્રિપર્વ - યજુર્વેદ

### કુળદેવી ચોરવાટેશ્વરી

ગોત્ર કશ્યપ યજુર્વેદ માધ્યંદિની શાખા. ત્રિપ્રવર "કશ્યપ" "વત્સ" "નૈધ્રુવ" સૂર્યભગવાનની ઉપાસના સૂર્ય ગાયત્રી, ત્રિકાળ સંધ્યા, મૂળદેવી સામુદ્રી, પશ્ચાત ચોરવાટેશ્વરી ઝુંડમાતા તે ચોરવાડી કુળદેવી તરીકે ઉપાસ્યા, તેની પૂજા વરસમાં પાંચવાર કરવી, ચૈત્ર સુદિ આઠમે, કારતક સુદિ પૂનમે, શ્રાવણ સુદિ પૂનમે, આસો સુદિ આઠમે, ફાગણ વદિ એકમે નવનીવેદે પૂજા કરી વેદોકત મંત્રથી દેવીપર પંચામૃત અભિષેક કરવો. આસોમાસમાં અને ચૈત્રમાસમાં શુકલ પક્ષે કુંભસ્થાપન કરી, અખંડ ઘત દીપ રાખી એકભુકતા રહી નવ દિવસ પૂજા કરવી. અષ્ટમીનો ઉપવાસ કરવો. દેવીને જમણી ગજ સવારાતી ચઢે. ફૂલ ઉજળાં ચઢે. શ્રીફળ એક, વીવાએ માંચ માટલાં બે દોકડા પાંચ, ચોખાના માણા પાંચ, માંચ માટલાપર જમણી ઉજળી તથા કમળ વરણી ગણેશના લાડુ શેર સવાના રાંદલની ગોરણી અગિયાર નવનીવેદે જમાડીએ. લગ્નાદિ ક્રીયા પછી કુળદેવી સમક્ષ છેડા છેડી છૂટે. પુત્રાદિ સીમંતાદિ સમયે ક્ષેત્રપાળની પૂજા તલવટ શેર સવાનો ખીચડી પાલી પાંચ કરીએ.

મૂળ-પુરુષ.
|
(૧) કરમશી
|
(૨) કરણો
|
(૩) વરણો
|
(૪) નારદ
|
(૫) શ્રીવચ્છ
|
(૬) નાકર
|
(૭) પ્રથમશી
|
(૮) જગપાળ
|
(૯) ગણુપત
|
(૧૦) વૃજપાલ

વૃજપાળના લગ્ન થાન કંડોળે બદલસી ગોત્રના જાદવજીની પુત્રી નારંગદે સાથે થયાં. થાન કંડોળામાં તળાવ કરાવુ, વાવ કરાવી, થાન કંડોળું ગામ જમાડું થાલીનું લહાણુ કીધું–અભરામી લાહી બ્રાહ્મણની ચોરાશી જમાડી. રૂપાની તુલા કીધી. સદાવ્રત આપુ. વૈવંચા કલાણુને સાંકલી, કડી, રથ સકલાદીસાજ સાથે આપો. કંડોળામાં રાજા માન્ધાતાનાં વખતમાં (યુધિષ્ઠિર સંવત ૨૬૧૦ ઇ. સ. પૂર્વે ૪૬૦ લગભગ.)

(૧૧) નકો — ડુંગર — કોડણુ — તેજશી — વજશી — સુરજી — થાવર — પચાણુ

નકો → ફોફળ

કોડણુ → પુનમશી.

(૧૧) નકો   ડુંગર (ચાલુ)

નકાના લગ્ન કંડોળે પારાસર મકાની માલણુદે સાથે થયા. માલણુદે સતી થઇ. દહેરૂં કરાવુ, દેગડાનું લહાણું કીધું. પુતલીયુ મૂકીને કંડોલીયાને ગઉસત આપુ.

(૧૨) હીગોલ   સાજણુ   નરબદ

હીગોલના લગ્ન કંડોળે જદુકરણુ કમળશીની કમલાદે સાથે. ચંદ્રમાવ્રત, સુરજ વ્રત કીધુ. કાશીમાં સપ્ત ધાતુની તુલા કીધી. ૧૦૮ ગઉદાન દીધાં. (ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં.)

(૧૩) હાથી   નાકર   વનો   રામ

હાથીના લગ્ન કંડોળે પીપલાસ કુપાની પ્રેમલદે સાથે. સતી થયાં. પુષ્પગુપ્તને પધરાવ્યા.

(૧૪) ધરમશી   વણુાગ   ગણુપત્ત   ગાંગજી   માંડણુ   વીરપાળ   જાવડ   વર્ધમાન

(૧૫) ગણીચો   વેણો   દેવો   ગાંગો   સરસો   નાથો   પંચાણુ   પ્રેમજી.

ગણીયાના લગ્ન કંડોળે હરીત્તસ કડવાની તેજલદે સાથે. કંડોળે વચ્છસી પુજાની દાડમદે સતી થયાં.

(૧૬) સદાફળ   રાજપાળ   તેજો   માણુક   તારણુ

સદાફલના લગ્ન કંડોળે વચીષ્ટ વેણુાની સીબાઇ સાથે સંવત ૧,૨૭ માં કંડોળામાં થાલી લાહી ચોરાશી મહાજનમાં. વહીવંચા સૂતને હેમની સાંકલી આપી.

(૧૭) નાકર   વસતો   ભીમશી   સોઢશી   રાવલ

(૧૭) નાકર (ચાલુ)

નાકરના લગ્ન કંડોળે નારંગની ભારગ્વી જસુની સાથે. નારંગદે સંવત ૧,૬૦ માં સતી થયાં. મહાદેવનું ડેરૂ કરાવુ, સૂતવંશને હેમદાન આપુ. બીન્દુસાર નૃપતિ પધરાવા. પેરામણી કરી પોષાક ધરો સંવત ૧,૬૯ માં.

(૧૮) રાજપાળ કરસનજી રૂપજી પુનમશી વણાગ.

રાજપાળના લગ્ન કંડોળે ૧,૭૯ માં ભરમાની હાંસલદે સાથે થયાં. રાજપાળે મગધ નરેખ દરબારની જાંખી કીધી. પંડતગણમાં રાજપાળને પધરાયા. સંવત ૧,૯૨ રાષ્ટ્રનાયક ચાષ્ટાલના આધિપતે.

(૧૯) હરપાળ વૃજપાળ હાદો કોહો.

હરપાળના લગ્ન કંડોળે સંવત ૨,૫ માં બે પાંચમાં જેરામની ભામીનીબા સાથે.

(૨૦) નાકર

નાકરના લગ્ન લતીએ (લાઠી) પારાસર સેસવીરની કનકાદે (૨,૭૨) માં કંડોળુ ભાગુ. નાગ–તક્ષકના દળ ચઢયા. ક્ષત્રપ રૂદ્રદામાના સમયે થાન કંડોળેથી ધાત્રીવડ આવી વસ્યા. શક રાજાના રાજ થયા. રૂદ્રદામાના શાસનમાં નગરો ભાગા. થાન કંડોળાનો નાશ થયો તારે કપોળ જુજવા જુજવા થાને ગયા.

(૨૧) જયપાળ કરણપાળ

જયપાળના લગ્ન લાતી શ્રી વચ્છની સરૂપાદે સાથે સંવત ત્રણ છાસઠે. જયપાળ ગિરિનગર શ્રાવસ્તીના વિદુ ધ્રુમ બુધ્ધના શિષ્ય થયા. ધમપદ ચાણુ આદેશ ગહોઃ ચાણુગીરીપર વીહાર રચાઇઓ. ધમપદ દાન દીધો શકશાસને.

परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥

પરિવર્તનશીલ એવા આ સંસારમાં મરીને કોણ ફરી નથી જન્મતું ? પરંતુ જન્મ તો તેનો જ પ્રમાણ કે જેનાથી આખો વંશ ઉન્નતિને પ્રાપ્ત કરે.

## વિભાગ ત્રીજો

# સખાવતી પ્રવાહ

જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવીશ નૂર.

दानं भोगो नाशः तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते, तस्य तृतीया गति र्भवति ॥

भर्तृहरि.

દાન, ભોગ અને નાશ એ ધનની ત્રણ ગતિ છે. જે દાન કરતો નથી, જે ભોગવતો નથી; તેના ધનનો નાશ તો અવશ્ય થાય છેજ.

ભર્તૃહરિ.

## ૧. સ્વ. સર મનમોહનદાસ રામજી વોરા

સર મનમોહનદાસ રામજી એ માત્ર વોરા કુટુંબ કે કપોળ કોમની જ વિભૂતિ નહોતા; પરંતુ હિંદની સમસ્ત વેપારી આલમની શોભા રૂપ આ શાહ સોદાગરને વ્યકિત કરતાં એક સંસ્થા તરીકે ઓળખવાનું વધુ વ્યાજબી ઠરે છે. એક કુશળ વ્યાપારી અને ઉદ્યોગપતિ તરીકે તેમણે પોતાની યશસ્વી કારકિર્દી દરમ્યાન એટલી બધી સંસ્થાઓને જન્મ આપીને સફળ બનાવી છે કે તેમના સમગ્ર જીવનની આછી રૂપરેખા અત્રે આપવાનું કાર્ય પણ મુશ્કેલ થઇ પડે તેમ છે.

જાફરાબાદનિવાસી શેઠ રામજી પુરૂષોત્તમ વોરાના તેઓ સૌથી નાના પુત્ર થાય. તેમનો જન્મ સં. ૧૯૧૪માં થયો હતો; અને છોત્તેર વર્ષની પાકટ વયે સં. ૧૯૯૦માં તેમણે પોતાની જીવનયાત્રા પૂરી કરી હતી.

મીલ ઉદ્યોગનો વહીવટ તેઓ એટલી બાહોશીથી કરતા કે બીજી મીલો જ્યારે નુકશાની કરતી હોય ત્યારે તેમના વહીવટ નીચેની મીલો સારો નફો કરી તેના શેર હોલ્ડરોને સારૂં વ્યાજ આપતી હતી. ધી ન્યુ કૈસરે હિંદ, ઇંડિયન મીલ, તથા હિંદુસ્થાન મીલની તેઓ જાતે દેખરેખ રાખતા હતા અને તે મીલોના તેઓ પ્રમુખ હતા; મુંબઇની મીલ એસોસિએશનમાં (મીલ માલેક મંડળ) તેઓ અગ્ર ભાગ લેતા હતા. મુંબઇના કાપડના દેશી વેપારીઓનાં મંડળની સ્થાપના તેમણે કરી હતી અને લગભગ પાંત્રીસ વર્ષો સુધી તેઓ તેના પ્રમુખપદે રહ્યા હતા. ધી ઇન્ડિયન મરચંટસ ચેમ્બર (દેશી વેપારી ચેમ્બર) જે આજે હિન્દુસ્થાનના વેપારીઓની અથાગ સેવાઓ કરી રહેલ છે, તેની સ્થાપના પણ સર મનમોહનદાસે જ કરી હતી અને તેના પહેલા છ સાત વર્ષો સુધી તેઓ તેના પ્રમુખપદે હતા, અને છેવટ સુધી તેમાં રસ લઇ ચેમ્બરને સારી સ્થિતિમાં મૂકી હતી.

તેઓએ સને ૧૯૦૬માં ધી બોમ્બે સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ કું. લિ. ની સ્થાપના કરી હતી અને સ્વદેશી માલના સારામાં સારા સ્ટોર્સ તરીકે તે આજે પણ ચાલે છે. પ્રમુખ તરીકે આ સ્ટોર્સનો તેમણે ઘણા વર્ષો સુધી વહીવટ કર્યો હતો.

હિંદુસ્થાનમાં જ્યારે પરદેશી વીમા કંપનીઓનું જોર હતું અને દેશી વીમા

કંપનીનું નામનિશાન નહોતું ત્યારે તેમણે ઇંડિયન મરકન્ટાઇલ ઇન્સ્યુરન્સ કંપની લિ. ની સ્થાપના કરી તેનો વહીવટ એટલો સુંદર રીતે ચલાવ્યો હતો કે તે આજે એક સારી વીમા કંપની તરીકે નામના ધરાવે છે.

જાહેર કામોમાં તેમનો હિસ્સો નાનોસુનો નહોતો. મુંબઈ શહેર સુધરાઇની તેઓએ અઢાર વર્ષો સુધી સેવા બજાવી હતી. કોરપોરેશન તેમજ સ્ટેન્ડીંગ કમીટીના પ્રમુખ તરીકેનો હોદ્દો પણ તેઓએ ભોગવ્યો હતો. તેઓએ વડી ધારાસભા અને કાઉન્સીલ ઓફ સ્ટેટમાં સભ્ય તરીકે જાહેર પ્રજાની સારી સેવા બજાવી હતી. દેશના ઔદ્યોગિક તથા વેપારી પ્રશ્નોમાં અગ્રભાગ લઇ અનેક રીતે જાહેરની તેમણે સેવા બજાવી હતી.

ધાર્મિક બાબતોમાં પણ તેઓ એટલો જ રસ લેતા હતા. અને જ્યારે જ્યારે કોઇ ધાર્મિક પ્રશ્નો ઉભા થયા હતા ત્યારે તેમની સલાહ ઘણી ઉપયોગી થઈ પડી હતી.

જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપનામાં તેમનો મુખ્ય ભાગ હતો; અને તે મંડળની હાઇસ્કુલ સ્થાપવામાં તેમની સલાહ ઘણી ઉપયોગી થઇ હતી. તેમના ભાઇ શેઠ નરોતમદાસ રામજી ચેરીટીઝ ફંડમાંથી રૂપીઆ એક લાખ રોકીને જાફરાબાદ ખાતે એમણે કપોળ વિદ્યાર્થીઓ માટે બોર્ડીંગ શરૂ કરી હતી, જેનો લાભ આજે અનેક કપોળ વિદ્યાર્થીઓ ઉઠાવી રહ્યા છે.

તેમની આ અનેકવિધ સેવાઓને કારણે તેમનાં તૈલચિત્રો ઇંડિયન મરકન્ટાઇલ ઇન્સ્યોરન્સ કંપનીમાં તેમજ બોમ્બે સ્વદેશી સ્ટોર્સ કંપનીમાં મૂકવામાં આવ્યા છે. અને ન્યુ કૈસરે હિંદ તથા ઇંડિયન મીલમાં તેમની આરસ પ્રતિમાઓ મૂકવામાં આવી છે.

સને ૧૯૩૫ માં તેમની યાદગીરીમાં ઇંડિયન મીલ તથા ન્યુ કૈસરે હિંદ મીલના શેર હોલ્ડરોએ દરેક મીલમાંથી રૂા. વીસ વીસ હજાર બાજુએ કાઢી તેના વ્યાજમાંથી મીલમાં કામ કરવા આવતી કામદાર સ્ત્રીઓનાં બચ્ચાં માટે ઇન્ડિયન મીલમાં પારણા દૂધ અને ખોરાક તથા તેની સંભાળ લેવા માટે પારણા-ગૃહ (Creches) ખોલ્યું છે; અને ન્યુ કૈસરે હિંદ મીલમાં તેમના નામથી મજૂરો માટે દવાખાનું ખોલવામાં આવ્યું છે.

સરકાર તરફથી તેમને 'સર નાઇટ'ના ખીતાબથી નવાજવામાં આવ્યા હતા, તેમજ તેઓ પોતાને વતન જાફરાબાદ ગયા ત્યારે જાફરાબાદ તથા દેલવાડા મહાજન તરફથી તેમને માનપત્રો આપવામાં આવ્યા હતા.

તેમના જેવા પુરૂષાર્થી અને નામાંકિત નરની યશસ્વી કારકિર્દી હિંદના યુવકોને અને વેપારીઓને પ્રેરણા રૂપ છે.

## ૨ સ્વ. શેઠ શ્રી રામજી પુરૂષોત્તમ વોરા



સ્વ શેઠ શ્રી રામજી પુરૂષોત્તમ વોરા    સ્વ. શ્રી ગોદાવરીબાઈ રામજી પુરૂષોત્તમ વોરા

સર મનમોહનદાસના પિતા વોરા રામજી પુરૂષોત્તમ ગરીબ સ્થિતિમાંથી આપબળે આગળ વધ્યા હતા. જાફરાબાદથી નાનપણમાં મુંબઇ આવી ટૂંક પગારથી તેમણે નોકરીની શરૂઆત કરી હતી. કામકાજમાં પાવરધા થઇને તેમણે કાપડનો ધંધો ખીમજી ઓધવજીના નામથી ભાગીદારીમાં શરૂ કર્યો હતો; અને તેમના પુત્રો શ્રી. જમનાદાસ અને વૃન્દાવનદાસની મદદથી એ વેપારને સારી રીતે ખીલવ્યો હતો.

તેમનાં સ્મરણાર્થે જાફરાબાદ પાસે આવેલા બલાણા ગામમાં રૂા. સાત હજારને ખર્ચે એક ધર્મશાળા બંધાવવામાં આવી છે, અને રૂા. દસ હજાર સદાવ્રત માટે તથા રૂા. સાત હજાર ધર્મશાળાના નિભાવ અર્થે રાખવામાં આવેલ છે.

જાફરાબાદમાં ગોદાવરીબાઇના નામથી એક સાર્વજનિક મફત દવાખાનું ચલાવવામાં આવે છે, અને રૂા. તેર હજારનું વ્યાજ જંજીરા સરકારને દર વરસે આ કામ માટે આપવામાં આવે છે.

મુંબઇમાં પોતાના કુટુંબમાં આવતાં લગ્ન તથા બીજા પ્રસંગે વાપરવા માટે મોટો ખરચ કરી તેમના છોકરાઓએ રામબાગ નામની વાડી બંધાવી છે જેનો અન્ય લોકો પણ ઘણો સારો ઉપયોગ કરે છે.

શેઠ રામજી પુરુષોત્તમના વંશજોએ વોરા કુટુંબનું નામ મુંબઇમાં વિખ્યાત કર્યું છે.

## ૩ સ્વ. શેઠશ્રી નરોત્તમદાસ રામજી વોરા

પિતાના ઉજળા અંશોનું વર્ધન કરે તે જ પુત્ર એ કથન શેઠશ્રી નરોત્તમદાસ રામજી વોરાના જીવનમાં અક્ષરશઃ સાચું પડે છે, કેમકે શ્રી નરોત્તમદાસ વોરાના નામ સાથે સંકળાયેલી સખાવતનો કુલ આંકડો અઢી લાખનો થવા જાય છે.



સ્વ. શ્રી. વીરૂબાઇ નરોત્તમદાસ રામજી

વોરા નરોત્તમદાસ રામજી સને ૧૯૪૬માં ૫૧ વર્ષની ઉમ્મરે અવસાન પામ્યા હતા. તેઓ રૂા. પચાસ હજાર ધર્માદામાં વાપરવા અર્થે જુદા કાઢી ગયા હતા. તેમાં તેમના ધર્મપત્ની વીરૂબાઇએ રૂા. અગ્યાર હજાર સાતસો, તેમના બીજા ધર્મપત્ની વિજળીબાઇએ રૂા. સાત હજાર, તેમનાં પુત્રીઓ બહેન મણીબહેને રૂા. અઢાર હજાર એકસો, બહેન કેસરબેને રૂા. પંદર હજાર પાંચસો અને બહેન નંદાબહેનના રૂા. દસ હજાર પાંચસો મળી કુલ રૂા. ૬૨૮૦૦] (જે રકમ વ્યાજ સાથે વધીને રૂા. ૧૭૪૦૦૦ની થઈ હતી) શેઠ નરોત્તમદાસ રામજી ચેરીટીઝમાં આપવાથી એ રકમ રૂા. બે લાખ પંદર હજાર જેટલી થવા જાય છે. જેમાંથી જાફરાબાદ ખાતે એક બોર્ડીંગ સ્કૂલ કાઢવામાં આવી છે અને જેનો આશરે ત્રીસ વિદ્યાર્થીઓ લાભ ઉઠાવે છે, તેનો ખર્ચ તથા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવામાં આવે છે, તેમાં રૂા. પાંચ હજાર ખર્ચાય છે. બાકી જે રકમ રહી છે, તેને એક સારી સંસ્થામાં શેઠ નરોત્તમદાસ રામજીના સ્મરણાર્થે વાપરવા તેમના ટ્રસ્ટીઓ વિચાર રાખે છે.

બાઇ વીરૂબાઇએ રૂા. સાત હજારના ખર્ચે લુણસાપુર ગામે શ્રી લક્ષ્મી-નારાયણનું મંદિર બંધાવ્યું છે, અને તેના નિભાવ અર્થે રૂા. સાત હજાર બીજા કાઢી રાખ્યા છે.

આ પ્રમાણે શેઠ નરોત્તમદાસ રામજીની સખાવત રૂપીઆ અઢી લાખ જેટલી થવા જાય છે, જે સમસ્ત વોરા કુટુંબ માટે મગરૂબીની વસ્તુ છે.

——:૦:——

## ૪ સ્વ. શેઠ શ્રી ગોપાળદાસ નથુભાઇ રામજી વોરા

૪ વ્યાયામપ્રેમી શેઠ શ્રી ગોપાળદાસ નથુભાઈ રામજી જ્યારે અવસાન પામ્યા ત્યારે તેઓ ધર્માદા અર્થે રૂપીઆ સવા લાખ મૂકતા ગયા હતા. તેમાંથી રૂા. ૮૦ હજાર સર હરકીસનદાસ હોસ્પીટલને ચૌદ બીછાનાવાળા એક ફ્રી વોર્ડને શેઠ ગોપાળદાસ નથુભાઇનું નામ આપવાની શરતે આપવામાં આવ્યા છે. આજે તે વોર્ડ સર હરકીસનદાસ હોસ્પીટલમાં ભોંયતળીએ રાખવામાં આવ્યો છે, અને દરરોજ ઘણા દરદીઓને આશીર્વાદરૂપ થઈ પડયો છે. રૂપીઆ પચીસ હજાર તેમના ફઇ મોતીબાઈ રામજી પુરૂષોત્તમના નામથી પુનામાં જે સેનેટોરિયમ ચાલે છે તેની સાથે શેઠ ગોપાળદાસ નથુભાઇનું નામ જોડવાની શરતે તે સેનેટોરિયમનાં ટ્રસ્ટીઓને આપવામાં આવ્યા. આ સેનેટોરિયમનો પણ ઘણા ગૃહસ્થો સારો લાભ ઉઠાવી રહ્યા છે.

જાફરાબાદમાં જે હાઇસ્કૂલ જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળ તરફથી સ્થાપવામાં આવી છે, તે શાળાને માટે રૂપીઆ પાંચ હજાર આપીને ત્યાં વ્યાયામ-શાળાનું સુંદર મકાન બાંધી આપવામાં આવ્યું છે, અને તેમાં રૂપીઆ પંદરસોના વ્યાયામના સાધનો આપવામાં આવ્યા છે. આ ઉપરાંત રૂપીઆ પાંચ હજાર સદર મકાનના રીપેરિંગ કામ માટે તથા સાધનો ખરીદવા માટે જુદા કાઢી આપવામાં આવ્યા છે.

ઉપરાંત રૂપીઆ એક હજાર આ શાળાના ટ્રસ્ટીઓને એ શરતે આપવામાં આવ્યા છે કે શેઠ ગોપાળદાસ નથુભાઇના સ્વર્ગવાસની તિથિએ દર વરસે રમત ગમતનો એક મેળાવડો કરવો અને આ રકમના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને મીઠાઇઓ વહેંચવી.

શેઠ ગોપાળદાસની ઘણીજ કિંમતી હાથ વણાટની એક કાશ્મીરી સાલ હતી, તે તેમની યાદગીરીની નોંધ સાથે મુંબઈના મ્યુઝીઅમમાં મૂકવામાં આવી છે.

——:o:——

## ૫ સ્વ. શ્રી. મોતીબાઇ



સ્વ. મોતીબાઇ
(શ્રી રામજી પુરૂષોતમ વોરાના પુત્રી)

વોરા રામજી પુરૂષોત્તમના પુત્રી શ્રીમતી મોતીબાઇની સખાવત પુનામાં સુવિદિત છે. તેમના નામથી પુનામાં બંડ ગાર્ડન પાસે રૂપીઆ ચાળીસ હજારને ખર્ચે શાકાહારી હિંદુઓ માટે છ બ્લોકનું એક સુંદર સેનેટોરિયમ બંધાવવામાં આવ્યું છે.

તેમના ભત્રિજા શેઠ ગોપાળદાસ જેમને ઉછેરવામાં તેમનો મોટો ફાળો હતો તે શેઠ ગોપાળદાસ નથુભાઇ રામજીના સ્મણાર્થે રૂપીઆ પચીસ હજાર આ સેનેટોરિયમમાં સુધારો વધારો કરવા તેમજ તેના નિભાવ માટે આપવામાં આવ્યા છે, અને સેનેટોરિયમ સાથે તેમનું નામ જોડવામાં આવ્યું છે.

પુના મુંબઇથી નજદિક હોવાથી તેમજ ત્યાંની ઋતુ વર્ષમાં આઠ મહિના સારી રહેતી હોવાથી મુંબઇના ઘણા ભાઈ બહેનો હવાફેર માટે આ સેનેટોરિયમનો લાભ ઉઠાવે છે.

———:o:———

## ૬ સ્વ. શેઠ શ્રી જમનાદાસ રામજી વોરા

શેઠ રામજી પુરૂષોત્તમ વોરાના વડિલ પુત્ર શેઠ શ્રી જમનાદાસે તેમના પિતાશ્રીની દુકાનમાં સાથ આપીને કુટુંબનો કાપડનો ધંધો ખૂબ આગળ વધાર્યો હતો; અને મુંબઇમાં ૧૮૭૩માં તેમના ભાઇ વૃન્દાવનદાસ સાથે મળી હિંદુસ્થાન નામની કાપડની મીલ તથા ૧૮૮૨માં ઇન્ડીયન મેન્યુફેકચરીંગ નામની કાપડની મીલ મેસર્સ ઠાકરસી મૂળજીના પુત્રો સાથે મળી બંધાવી ચાલુ કરી હતી તથા પહેલાં વરજીવનદાસ માધવદાસ સાથે અને પછી શેઠ વસનજી મનજી સાથે ભાગમાં ન્યુ કૈસરે હિંદ મીલના એજન્ટ તરીકે કામ કર્યું હતું. અને હજી પણ તે

મીલોના એજન્ટ તરીકે રામજી પરશોતમના વારસો પોતાના બીજા ભાગીદારો સાથે કામકાજ કરે છે, અને તે મીલની દુકાન તથા મીલમાં ઘણા કપોળ ભાઈઓને કામે લગાડી ઉત્તેજન આપ્યું છે.



સ્વ. શેઠ જમનાદાસ રામજી વોરા



સ્વ. શ્રીમતી મણિબાઇ જમનાદાસ વોરા

તેમના ભાણેજની યાદગીરીમાં રૂ. ૨૦૦૦) ખરચી ગુજરાત કાઠિયાવાડમાં જેજરા ગામે કુવો તથા હવાડો બંધાવ્યો છે. તથા તેમના ધર્મપત્ની મણીબાઇની યાદગીરીમાં ગોધરા તાલુકામાં વેજલપુર ગામમાં રૂ. ૧૫૦૦) ખરચી કુવો તથા હવાડો બંધાવ્યો છે. અને હવાડો ભરાવવા તથા કુવાની મરામત માટે પંચમહાલ જીલ્લા લોકલ બોર્ડને રૂ. ૫૦૦) સોંપ્યા છે તે ઉપરાંત તેમના તથા તેમનાં ધર્મપત્ની મણીબાઈની યાદગીરીમાં શેઠ મોનજી અમીદાસ અને હરકોરબાઇ બાળાશ્રમ (હવે સસ્તા ભાડાની ચાલીઓ માટુંગા) શ્રી જાફરાબાદ કેળવણી ઉત્તજક મંડળ, શ્રી વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ તથા કપોળ નિરાશ્રિત ફંડ, શ્રી જાફરાબાદ કપોળ મહાજન વગેરેને અસલ રકમ કાયમ રાખી તેનું વ્યાજ વાપરવાની શરતે રૂપીયા પાંચથી સાતહજાર આપ્યા છે, તથા રૂ. ૧૦,૦૦૦)ના વ્યાજમાંથી ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ તથા ગરીબોને અનાજ વગેરેને મદદ આપવામાં આવે છે.

———:૦:———

## ૭ સ્વ. વન્દ્રાવનદાસ રામજી વોરા

શેઠશ્રી વન્દ્રાવનદાસ રામજી વોરાએ ટીંબીમાં તેમના ધર્મપત્ની વાલીબાઇના નામથી એક ધર્મશાળા બંધાવી છે તથા ત્યાં દાળીયાનું સદાવ્રત અપાય છે.



સ્વ. શેઠશ્રી વન્દ્રાવનદાસ રામજી વોરા

જાફરાબાદમાં પોતાના સ્વર્ગસ્થ પુત્ર તુલસીદાસની યાદગીરીમાં તુલસીબાગ નામની વાડી બંધાવી છે તેમજ તેમના ધર્મપત્ની વાલીબાઇના નામથી બ્રહ્મપુરી નામે વાડી બંધાવી છે. રૂપીઆ પંદર હજારની કિંમતની આ બન્ને જગ્યાએ બાજુબાજુમાં આવેલી છે.

જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળનું પોતાનું સ્વતંત્ર મકાન તૈયાર નહોતું થયું, ત્યાં સુધી તેમની શાળા ચલાવવા આ મકાનો વાપરવા આપવામાં આવ્યા હતા. હાલ છેલ્લા ત્રણ વર્ષથી આ મકાનો મંડળના વિદ્યાર્થીગૃહ તરીકે વપરાઇ રહ્યાં છે.

——:૦:——

## ૮ સ્વ. શેઠ શ્રી પુરૂષોત્તમદાસ જમનાદાસ વોરા



સ્વ. શેઠશ્રી પુરૂષોત્તમદાસ જમનાદાસ વોરા

શેઠ શ્રી પુરૂષોત્તમદાસ જમનાદાસ, શ્રી ગોવિંદજી તુળસીદાસ ચેરીટી-ટ્રસ્ટના પ્રમુખ હતા અને તે ટ્રસ્ટમાંથી રૂપીઆ તેંતાળીસ હજાર શ્રી જાફરાબાદ કેળવણી ઉ-તેજક મંડળને વ્યાપારી કેળવણીના ઉત્તેજનાર્થે અપાવવામાં અગ્ર ભાગ ભજવ્યો હતો.

રૂા. ૧૦,૦૦૦)ના વ્યાજમાંથી તેમની તથા તેમના ધર્મપત્ની ગુલાબબાઇની યાદગીરીમાં ભણતર, વૈદકિય રાહત અને ગરીબ માણસોને જોઇતી જરૂરિયાતી ચીજોની મદદ કરવામાં આવે છે.

——:o:——

## ૯ સ્વ. શેઠ શ્રી હરગોવિંદદાસ જમનાદાસ વોરા

શેઠ શ્રી જમનાદાસ રામજી વોરાના વડિલ પુત્ર હરગોવિંદદાસ શેઠ મુંબઇના જાણીતા ઉદ્યોગપતિ હોવા ઉપરાંત ખાસ શિક્ષણપ્રેમી હતા. તેમના વતન જાફરાબાદમાં સ્થપાયેલ જાફરાબાદ કેળવણી ઉત્તજક મંડળના તેઓ પ્રમુખ હતા. અને તેમના ઉત્સાહપૂર્વકના પ્રયાસોને લીધે આ કેળવણી ઉત્તેજક મંડળની સ્થિતિ ઘણી સધ્ધર બની છે. આ મંડળ જાફરાબાદમાં હાઇસ્કૂલ અને મીડલસ્કૂલ એ બન્ને સંસ્થાઓ દ્વારા જાફરાબાદ અને આજુબાજુના ગામોના બાળકોને હાઇસ્કૂલ સુધીની મફત કેળવણી કશા પણ નાતજાતના ભેદ વગર આપી રહેલ છે. જાફરાબાદ કેળવણી ઉત્તજક મંડળ

એ સાર્વજનિક સંસ્થા હોવા છતાં તેના સંચાલનમાં, વહિવટમાં અને તેને માટેની આર્થિક જોગવાઇમાં મુખ્ય ફાળો વતનપ્રેમી કપોળભાઇઓનો જ છે.

જાફરાબાદમાં શેઠ નરોત્તમદાસ રામજી ચેરીટીઝ બોર્ડીંગ તેમની સૂચનાથી સ્થાપવામાં આવી છે અને તેના સંચાલનમાં તેમણે ખૂબજ કાળજી રાખી છે.

જ્ઞાતિના ભલાના કાર્યોમાં તેઓ હમેશા તત્પર રહેતા હતા. છેલ્લી કપોળ કોન્ફરન્સ જે મુંબઇમાં ભરાણી હતી તેના પ્રચારાર્થે ડેપ્યુટેશન સાથે આખા કાઠિયાવાડમાં તેઓ ફર્યા હતા.

આ પુસ્તકના પ્રકાશનમાં તેઓ ઘણો ઉત્સાહ ધરાવતા હતા, અને પોતાના કિંમતી સમયના ભોગે આ પુસ્તકના પ્રકાશન અંગે જરૂરી સલાહ સૂચનાઓ આપતા હતા; પરંતુ યમરાજે તેમને તા. ૪-૫-૪૨ના રોજ રાત્રે એકાએક ઝડપી લીધા હોવાથી આ પુસ્તકનું પ્રકાશન જોવાની તેમની ઇચ્છા કમનસીબે બર આવી નથી. ઓચિંતું હૃદય બંધ પડવાથી મુંબઇમાં તેમનું અવસાન થતાં ઘણી જાહેર સંસ્થાઓને એક સાચા રાહબરની ખોટ પડી છે. કપોળ કોમ અને વોરા કુટુંબ આ ભલા સજ્જનના જવાથી રંક બન્યા છે.

શ્રી. હરગોવિંદદાસનો જન્મ મુંબઇમાં તા. ૧૧મી જાનેવારી ૧૮૭૯ના દિને થયો હતો. તેઓ કપોળ જ્ઞાતિમાં અને વેપારી કોમમાં જાણીતા હતા. કેળવણી લીધા પછી ૧૮૯૯ ની સાલમાં તેઓ ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલની કાપડની દુકાનમાં કાપડના વેપારનો અનુભવ લેવા જોડાયા હતા. તે પછી ૧૯૦૨માં ન્યુ કૈસરે હિંદ મીલ્સની ઓફીસમાં જોડાયા હતા કે જેની મેનેજીંગ એજન્સીમાં તેમના વડીલોનો ભાગ હતો અને હાલમાં તેમનો પણ ભાગ છે. એ કંપનીના તેઓ વર્ષો સુધી ડીરેકટર હતા અને સ્વર્ગસ્થ શેઠ સર મનમોહનદાસ રામજીની સાથે રહી તેમણે રૂ, કાપડ અને મીલ લાઇનનો સારો અનુભવ મેળવ્યો હતો. તે પછી ૧૯૧૬ ની સાલમાં તેઓ હિંદુસ્તાન સ્પીનીંગ અને વીવીંગ મીલ્સ કુંપની અને ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલ્સ કંપનીમાં ડીરેકટર તરીકે જોડાયા. એ મીલોના મેનેજીંગ એજન્ટો મેસર્સ ઠાકરશી મૂળજી અને કંપનીમાં તેઓના વડીલો શરૂઆતથી ભાગીદાર હતા અને છેવટે એક સીનીયર ભાગીદાર બન્યા હતા; આથી ૧૯૧૬ની સાલથી તેઓ એ મીલોની ઓફીસમાં જોડાયા અને સ્ટોર, રૂ, સુતર, કાપડ વીગેરે કામકાજ પાછળ ધ્યાન આપવા માંડયું હતું.

હિંદુસ્તાન, વેસ્ટર્ન ઇન્ડીઆ અને ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલોની કંપનીઓમાં તેઓ ડીરેકટરોની બોર્ડના ચેરમેન હતા. તેઓ છેલ્લા છ વર્ષથી મુંબઇના

મીલ માલિકોની મંડળીની કમીટીમાં હતા અને મજકુર મંડળીની સરવેયર્સ પેનલ, લવાદ પેનલ અને અમ્પાયર પેનલના પણ સભાસદ હતા. મંગળદાસ મારકેટની કંપનીમાં તેઓ એક ડીરેકટર હતા. શ્રી. જાફરાબાદ કેળવણી ઉ-તેજક મંડળના તેઓ શરૂઆતથી (૧૯૨૬) ખજાનચી હતા અને છેલ્લા છ વર્ષથી તેના પ્રમુખ હતા, ડીસેમ્બર ૧૯૩૮માં જાફરાબાદ હાઇસ્કૂલના નવા મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા પ્રસંગે તેઓ જાફરાબાદ પોતાનું વતન હોવાથી ગયા હતા અને તે સમયે ત્યાંના મહાજન તરફથી તેમને માનપત્ર અપાયું હતું. તેઓ પોતાના કુટુંબના તથા બહારના કેટલાંક સખાવતી ખાતાઓના ટ્રસ્ટી હતા.

સ્વ. શેઠ હરગોવિંદદાસના માનમાં ધી હિંદુસ્તાન, ધી વેસ્ટર્ન ઇન્ડિયા, ધી ઇન્ડીઅન તથા ધી ન્યુ કૈસરે હિંદ મીલો, મીલોની ઓફીસો તથા દુકાનો બંધ રાખવામાં આવી હતી. મંગળદાસ મારકેટના વેપારીઓએ પણ સ્વર્ગસ્થના માનમાં પોતાની દુકાનો એક દિવસ બંધ રાખી હતી.



જાફરાબાદ

## ૧૦ સ્વ. શેઠશ્રી વિઠ્ઠલદાસ ભવાનીદાસ વોરા

લાખોની બાદશાહી સખાવતથી જેમણે કપોળ કોમ માટે વર્તમાન યુગની સૌથી ઉત્તમ અને પ્રાથમિક જરૂરિયાત પૂરી પાડનાર નિવાસગૃહો બાંધ્યા, તે સ્વ. શેઠ શ્રી વિઠ્ઠલદાસ ભવાનીદાસ વોરા કુટુંબનું એક ઉજળું રત્ન હતા.



સ્વ. કલ્યાણદાસ વિઠ્ઠલદાસ વોરા

શેઠ શ્રી વિઠ્ઠલદાસ-ભવાનીદાસ વોરા તે શેઠ ભવાનીદાસ દામોદરદાસ છાયલવાળાનાં મોટા પુત્ર થાય. વોરા ભવાનીદાસ નાનપણમાં જ મુંબઇ આવેલા અને છાયલનો ધંધો કરતાં એટલે તેમનું કુટુંબ છાયલવાળા તરીકે ઓળખાય છે. ત્યાર પછી તેઓ તેમના પુત્ર શ્રી. વિઠ્ઠલદાસ તથા શ્રી ચત્રભૂજ સાથે પરદેશ કમીશનથી માલ ચઢાવતા. શ્રી વિઠ્ઠલદાસ ભાઇએ ત્યાર પછી સુતરનું કામકાજ શરૂ કર્યું. અને તેમના પુત્રો શ્રી ધરમદાસભાઇ તથા શ્રી. કલ્યાણદાસભાઇ સાથે સર કરીમભાઈ ઇબ્રાહીમ મીલોની સુતરની એજન્સી મેળવી. અને જ્યાંસુધી સર કરીમભાઇના કુટુંબ પાસે મીલો રહી ત્યાંસુધી સુતરના વ્યાપારી તરીકે સારૂ કામકાજ કર્યું હતું.

ભાઈ કલ્યાણદાસ નાની ઉમરે સ્વર્ગવાસી થતાં શેઠ વિઠ્ઠલદાસે તેમનાં પુત્રના સ્મરણાર્થે રૂા. દોઢ લાખ જુદા કાઢયા અને ન્યુ ચર્નીરોડ પર ખેતવાડીને

નાકે મકાન ખરીદી રીપેર કરાવી તેમાં ત્રીસેક કુટુંબો લાભ લઇ શકે તેવો નિવાસ બનાવ્યો અને રૂા. પચાસ હજાર જુદા કાઢી તેમનાં ધર્મપત્ની હરકોરબાઇના સ્મરણાર્થે એક સાર્વજનિક ધર્માદા દવાખાનું સદરહુ નિવાસ નીચે શરૂ કર્યું, જે દવાખાનું આજે એક મોટામાં મોટી જરૂરિયાત પૂરી પાડી રહ્યું છે.

ત્યારબાદ કલ્યાણદાસ વિઠ્ઠલદાસનાં ધર્મપત્ની બાઇ જેકોરબાઇએ રૂા. તેંતાળીસ હજાર આપી માટુંગા ખાતે વિન્સેન્ટ રોડ પર મધ્યમ સ્થિતિના બાર કુટુંબો માટે ત્રણ ત્રણ રૂમનાં બાર ફ્લેટોવાળો કપોળ નિવાસ બાંધ્યો.

શેઠ વિઠ્ઠલદાસ ભવાનીદાસ શ્રીમતી ઝવેરબાઈ ભગવાનદાસ નરોત્તમદાસના મોટા ભાઇ થાય. અને સેન્ડહર્સ્ટ રોડનું શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ કપોળ નિવાસ બાંધવામાં શેઠ વિઠ્ઠલદાસે ખૂબ મહેનત લીધેલી. વરસોવાનું શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ સેનેટોરિયમ પણ તેમનીજ દેખરેખ નીચે બાંધવામાં આવ્યું હતું.

શેઠ વિઠ્ઠલદાસે તેમના વતન જાફરાબાદના કેળવણીના કાર્યમાં ખૂબ રસ લીધો હતો, અને શાળા શરૂ થતાં તેમણે મદદની સારી શરૂઆત કરી આપી હતી. તેમ જ તેના પ્રમુખ તરીકે તેમણે વર્ષો સુધી જહેમત ઉઠાવી શાળાની પ્રગતિમાં કિંમતી ફાળો આપ્યો હતો.

—:o:—

## ૧૧. શેઠશ્રી ધરમદાસ વિઠ્ઠલદાસ વોરા



શેઠશ્રી ધરમદાસ વિઠ્ઠલદાસ વોરા

શ્રી. વિઠ્ઠલદાસ શેઠના મોટા પુત્ર ધરમદાસ શેઠ એક ધર્મપ્રેમી સજ્જન છે. તેમની ધર્મભાવના ઘણી ઉત્કટ છે. તેમણે માધવબાગમાં સાત આઠ હજાર રૂપીઆ ખર્ચી રામયજ્ઞ કરાવ્યો હતો. અને સાડાત્રણ કરોડ રામનામ લખી તેના પુસ્તકો બંધાવી આબુમાં રામમંદિરના સિંહાસન નીચે તે પુસ્તકો મૂકાવ્યાં છે.

શ્રી ધરમદાસ શેઠે જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના શાળાના મકાનોની શરૂઆત થતાં તેમના પિતાશ્રી શેઠ વિઠ્ઠલદાસ ભવાનીદાસના સ્મણાર્થે રૂપીઆ પાંસઠસો આપી એક સુંદર સેન્ટ્રલ હોલ બંધાવી આપ્યો છે.

શેઠશ્રી ધરમદાસભાઇ ખૂબજ ધર્મભાવનાવાળા છે અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં અતિ રસ લે છે.

શેઠ વિઠ્ઠલદાસ તથા શેઠ ચત્રભૂજભાઇના કાકી ગં. સ્વ. જસોદાબાઇએ તેમના પતિ શેઠ નરશીદાસ દામોદરદાસ વોરાના સ્મરણાર્થે જાફરાબાદમાં નવી બજારમાં શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવ્યું છે અને તેના નિભાવ અર્થે રૂપીઆ દસ હજાર જુદા કાઢયા છે.

આ રીતે આ કુટુંબની જાહેર સખાવત રૂપીઆ ત્રણ લાખ ઉપર થવા જાય છે.

——:o:——

## ૧૨ શ્રીમતી ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસ

વોરા કુકુંબના સુપુત્રી શ્રી ઝવેરબહેન શેઠ રૂપજી ધનજી કુટુંબના શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ માધવદાસના ધર્મપત્ની થાય. તેમના પતિ ભગવાનદાસ શેઠનો સ્વર્ગવાસ થતાં પોતાનાં સ્રીધનની મિલકતમાંથી રૂપીઆ એક લાખ પીસ્તાળીસ હજારને ખર્ચે સેન્ડહર્સ્ટ રોડ પર ૬૬ કપોળ કુટુંબો રહી શકે એવો કપોળનિવાસ સને ૧૯૧૩માં એમણે બંધાવ્યો, અને જ્ઞાતિમાં આ જાતની સખાવતની નમુનેદાર પહેલ કરી. તેમણે રૂપીઆ પચાસ હજાર વનિતા વિશ્રામને હોલ બાંધવા માટે પણ આપ્યા. વળી રૂપીઆ તેંતાળીસ હજાર બીજા આપી સેંડહર્સ્ટ રોડના નિવાસ પાછળ શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ ફ્રી રીડીંગ રૂમ હોલ (મફત વાંચનાલય) બંધાવ્યો. આ સેન્ડહર્સ્ટ રોડ કપોળનિવાસની આવકમાંથી બીજા બે કપોળનિવાસો રૂપીઆ બે લાખના ખર્ચે માટુંગામાં બંધાવ્યા છે, જેનો ૬૦ કપોળ કુટુંબો લાભ લઈ રહ્યા છે. માટુંગા ખાતે પણ એક ફ્રી રીડીંગ રૂમ (મફત વાંચનાલય) ચલાવવામાં આવે છે.

તેમના પતિની મિલકતમાંથી રૂપીઆ બે લાખને ખર્ચે વરસોવા અને દેવલાલી ખાતે બંધાયેલા સેનેટોરિયમોને શ્રી ઝવેરબેન રૂપીઆ પોણાબે લાખ આપતા ગયા છે અને રૂપીઆ પચીસ હજાર કપોળનિવાસ ટ્રસ્ટને આપ્યા છે;

તેમજ રૂપીઆ દસ હજાર સર હરકીસનદાસ નરોત્તમદાસ હોસ્પીટલમાં એક બીછાનું સ્થાપવા માટે આપ્યા છે.

તેમણે વૃંદાવનમાં રામ મંદિર બાંધવા માટે રૂપીઆ બે લાખ આપ્યા છે. અને તેમના વીલની રૂએ તેમની બાકીની મિલકત પણ ત્યાં આપવા ઠરાવેલું હોવાથી બીજા રૂપીઆ છ લાખ પણ ત્યાં પાઠશાળા, આશ્રમ અને મંદિર માટે આપ્યા છે.

આ રીતે શ્રી ઝવેરબેનની સખાવત આશરે રૂપીઆ પંદર લાખની થવા જાય છે. આ રીતે વોરા કુટુંબની આ પુત્રી શ્રી ઝવેરબહેને આવી બાદશાહી સખાવત કરીને વોરા કુટુંબને જ નહિ પણ પીયરપક્ષ અને શ્વસૂર પક્ષ બન્નેને અજવાળ્યાં છે.



જાફરાબાદ

## ૧૩ સ્વ. શ્રી મૂળજી રાઘવજી વોરા

વોરા રાઘવજી ઓધવજીના પુત્ર શ્રી મૂળજીભાઇ રાઘવજી લગભગ સંવત ૧૮૯૫ માં મુંબઈ ખાતે આવ્યા હતા. તેઓ મંગળદાસ મારકેટમાં કાપડનો ધંધો કરતા હતા. પોતાની મિલકત ધર્માદામાં વાપરવાનું પોતાના વીલમાં ફરમાવી ગયા હતા. તે અન્વયે મુંબઇ પાસે આવેલા વિલેપારલેમાં વણિક કોમ માટે એક સેનેટોરિયમ (આરોગ્ય નિવાસ) લગભગ રૂપીઆ સીત્તેર હજારના ખર્ચે તેમનાં ટ્રસ્ટીઓએ બંધાવ્યું છે.

તેઓએ એક રકમ જાફરાબાદ કપોળવાડી બાંધવા માટે જુદી રાખેલી; તેના વધારામાંથી રૂપીઆ વીસ હજાર જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળને આપી તેના હસ્તક ચાલતી મીડલ સ્કૂલ માટે મકાન બંધાવી આપ્યું છે.

તેમનું એક મકાન આશરે રૂપીઆ પચાસ હજારની કિંમતનું ચંપાગલીમાં આવેલું છે. જેની આવક જુદા જુદા ધર્માદા કાર્યોમાં વપરાય છે.

જાફરાબાદ પાસે આવેલા લુણસાપુર ગામમાં ધર્મશાળા તથા કુવો પણ તેમના તરફથી પાંચેક હજારનાં ખર્ચે બંધાવવામાં આવ્યા છે. તેમજ તેમના પત્ની શ્રી પુતળીબાઇના સ્મરણાર્થે હરદ્વારમાં એક ધર્મશાળા પણ બંધાવવામાં આવી છે.

——:o:——

## ૧૪ સ્વ. શેઠ શ્રી માવજીભાઇ રાઘવજી વોરા



સ્વ. શેઠશ્રી માવજી રાઘવજી વોરા

શેઠ માવજીભાઇ રાઘવજી જેઓ શ્રી રાઘવજી ઓધવજીના વડીલ પુત્ર થાય તેમણે તેમના પત્ની ગોમતી-બાઇના સ્મરણાર્થે જાફરા-બાદમાં ગૌશાળા બંધાવી છે; અને તેમના તરફથી સદાવ્રત પણ ચાલે છે. અને તેમના એક પુત્ર ત્રીભોવનદાસના નામથી જાફરાબાદમાં ફ્રી લાયબ્રેરી (મફત પુસ્તકાલય) પણ ચાલે છે.

—:o:—

## ૧૫ સ્વ. શેઠશ્રી જમનાદાસ ત્રિભોવનદાસ વોરા

શેઠ જમનાદાસ ત્રિભોવનદાસ તે શ્રી માવજી રાઘવજીના પૌત્ર થાય. તેમના કાકાશ્રી મૂળજીભાઇ સાથે તેઓ કાપડનો ધંધો કરતા હતા. બહુ યુવાન વયે તેઓ ગુજરી જવાથી તેમની મિલકતમાંથી રૂપીઆ પચાસ હજારના ખરચે મુંબઇમાં પરેલ ખાતે એક સાર્વજનિક ધર્માદા દવાખાનું ચલાવવામાં આવે છે.





સ્વ શેઠ શ્રી જમનાદાસ ત્રિભોવનદાસ વોરા શ્રીમતી મણિબાઇ જમનાદાસ ત્રિ. વોરા

તેમના પત્ની મણીબાઇની પુંજીમાંથી કેટલોક હિસ્સો આ દવાખાનામાં ખર્ચવામાં આવ્યો છે, તથા વિલેપાર્લે ખાતેના મૂળજી રાઘવજી સેનોટોરિયમમાં તેમના સ્મરણાર્થે એક વધારાનો બ્લોક બાંધવામાં આવ્યો છે.

આમ બન્ને પતિ પત્નીની મિલકત બીજાના દુઃખને દૂર કરીને પોતાના દુઃખનું વિસ્મરણ કરવાના શાસ્ત્રબોધિત માર્ગે વપરાઇ છે.

——:૦:——

## ૧૬ સ્વ. શેઠશ્રી જુઠાભાઇ રાઘવજી વોરા



સ્વ. શેઠશ્રી ધરમદાસ જુઠાભાઇ વોરા

વોરા જુઠાભાઇ રાઘવજી તે વોરા રાઘવજી ઓધવજીના ત્રીજા પુત્ર થાય. તેમનાં પુત્ર શ્રી ધરમદાસ જુઠાભાઇએ કેટલીક રકમ ધર્માદાર્થે કાઢી છે, તેમાંથી નિરાશ્રિતોને મદદ અને વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકો આપવામાં આવે છે.

——:०:——

## ૧૭ લેડી લક્ષ્મીબહેન જગમોહનદાસ

વોરા કુટુંબની જે પુત્રીઓએ પોતાના શ્વસુર અને પીયરપક્ષ બન્ને ઉજાળ્યાં છે, તેમાં લેડી લક્ષ્મીબહેનનું સ્થાન મોખરે આવે છે.

વોરા માવજી રાઘવજીના પુત્રી શ્રીમતી લક્ષ્મીબહેન એ કપોળ કોમનું એક ઉજળું રત્ન છે. મુંબઇના જાહેર જીવનથી જેઓ પરિચિત છે, તે સૌ કોઇ જાણે છે કે મુંબઈની સ્ત્રી પ્રવૃત્તિઓના મોવડી તરીકે લેડી લક્ષ્મીબહેન અગ્રગણ્ય સ્થાન ભોગવે છે.

કપોળ બહેનોમાં પ્રથમ જાહેર કાર્યકર એવા સન્નારી લક્ષ્મીબહેને પોતાના પતિ સ્વ. શેઠ સર જગમોહનદાસ વરજીવનદાસ નાઇટ સાથે ઘણા જાહેર કાર્યોમાં ભાગ લઇને પોતાના કુટુંબનું નામ દિપાવ્યું છે. મુંબઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ તરીકે વર્ષો સુધી તેમણે સેવા આપીને અનેક ઉગતી સ્ત્રી કાર્ય-

કરીને સેવાના પાઠ આપ્યા છે. સ્ત્રી જીવનની ઉન્નતિ એ તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ ઉપરાંત મુંબઇની ભગિની સમાજ અને યુનીટી કલબના પ્રમુખ, સેવાસદનના ટ્રસ્ટી અને ઉપપ્રમુખ, સાન્તાક્રુઝ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના પેટ્રન અને ટ્રસ્ટી, લેડીઝ વર્કગીલ્ડ, ઓલ ઇન્ડીયા વિમેન્સ એસોસીએશન અને બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ વગેરેના આજીવન સભ્ય, સોશ્યલ સર્વીસ લીગના માનદ્ પેટ્રન, મુંબઇની બાલ્કનજી બારીના પ્રથમ દાતા એમ અનેક સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં રસ લઇને તેમણે પોતાના ઔદાર્યને વ્યક્ત કર્યું છે. તેમના પુત્રી કમળા બહેનનાં સ્મરણાર્થે રૂપીઆ પચાસ હજારની રકમ કાઢીને તેનો તેઓ કન્યા કેળવણીમાં ઉપયોગ કરે છે.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના મકાન માટે તેમના તથા સર જગમોહનદાસ તરફથી રૂપીઆ પચાસ હજાર આપવામાં આવ્યા છે, તેમજ શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગનું મકાન થયું ત્યારે રૂપીઆ પાંચ હજાર તેમનાં પતિ શેઠ સર જગમોહનદાસના સ્મરણાર્થે તેમનાં નામનો હોલ બાંધવા માટે આપ્યા છે અને રૂપીઆ અઢી હજાર તેમનાં સાસુના સ્મરણાર્થે એ મકાન ફંડમાં આપ્યા છે.

મંગળમૂર્તિ લક્ષ્મીબહેનની ત્રીસ વર્ષની ઉજ્જવળ અને સતત જનસેવાની તથા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ તરીકેની છવીસ વર્ષની લાગલાગટ સેવાની જાહેર કદર કરવાનો સમારંભ મુંબઇ શહેરની જુદી જુદી ૩૦ જાહેર સંસ્થાઓના આશ્રય હેઠળ સર કાવસજી જહાંગીર હોલમાં તા. ૧૨–૨–૪૨ ના રોજ શ્રી. લેડી પ્રેમલીલા બહેન ઠાકરશીના પ્રમુખપણા હેઠળ યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે તેમને જુદી જુદી સંસ્થાઓ તરફથી માનપત્રો અર્પણ કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે મહાત્મા ગાંધીજી અને બીજા આગેવાનોએ શુભેચ્છાના સંદેશા મોકલ્યા હતા. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ પત્રિકાનો આ પ્રસંગે પૂ. લેડી લક્ષ્મીબહેન સન્માન અંક બહાર પાડવામાં આવ્યો હતો. લેડી લક્ષ્મીબહેનનું ઉજ્જવળ જીવન બીજી બહેનોને પ્રેરણારૂપ થઇ પડશે એવી આશા સાથે ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ પત્રિકાનો અગ્રલેખ અત્રે ટાંકવામાં આવે છે.

## "મંગલમૂર્તિ" (માર્ચ ૧૯૪૨)

"કોઇક વખત આપણે એવાં કેટલાંક માણસો જોઇએ છીએ કે જેની હાજરી માત્રથી આપણને એક જાતનું આશ્વાસન મળે. નિરાંત વળે, એમ જ થઇ જાય

કે હવે કશું આપણું અનિષ્ટ થઇ જ શકે નહિ. આ લાગણી વિચિત્ર છે છતાં સ્વાભાવિક છે અને ઘણાંએ તે અનુભવી હશે. આવી વ્યક્તિઓને મંગલમૂર્તિ કહેવામાં આવે છે. આપણાં પૂ. લેડી લક્ષ્મીબાઇ આવી એક મંગલમૂર્તિ છે. જાણતાં કે અજાણતાં તે સેવાભાવી, શાંત ને સૌમ્યવદનનું દર્શન થતાં જ આપણને તેમના પ્રત્યે માન ઉદ્‌ભવે છે.

એમણે કેટલીયે સંસ્થાઓને કેવી કેવી મદદ કરીને એના ઉદ્‌ભવમાં, વિકાસમાં ને સંપૂર્ણતામાં કેટલી અમૂલ્ય સહાય કરી છે તે કોઇથી અજાણ્યું નથી. આજના વખતમાં આપણા સમાજમાં આવાં નિર્મળ ને શુદ્ધ સેવાવૃત્તિવાળાં બહેનોની ઘણી જ જરૂર છે.

આપણે ત્યાં કાર્યકર્તાઓ છે, સંસ્થાઓને પૈસાની મદદ આપનાર બહેનો છે, પ્રૌઢ હિતચિંતકો ને માર્ગદર્શકો છે; માત્ર નથી ડગલે ને પગલે જેમનામાં સેવા ને શ્રી, નિખાલસતા ને જ્ઞાન, શુભેચ્છાઓ ને તે પાર પાડવાની બધી જ અનુકૂળતાનો સુભગ સમન્વય થયો છે એવાં શ્રી લક્ષ્મીબાઇ.

આપણા મંડળના પ્રમુખ તરીકે તેમણે તે સ્થાન શોભાવ્યું છે ને વધુ ઉન્નત કર્યું છે ને પરિણામે સંસ્થાનું નામ મુંબઇભરમાં ને બહાર પણ માન ને લાગણી ઉપજાવે છે, તે ઘણે અંશે એમને જ આભારી છે. જ્ઞાતિના કુંડાળામાં જ પૂરાઇ ન રહેતાં બધી જ ગુજરાતી બહેનો માટેના વિશાળ સેવાક્ષેત્રોમાં ઝંપલાવીને ઘણા વખતની આપણી કૂપમંડૂક વૃત્તિઓનો એમણે જે ત્યાગ કર્યો છે તે અનુકરણીય છે.

લક્ષ્મીની સાથે જ ઘમંડ, મદ આવે છે એવી જે પ્રચલિત માન્યતા છે તે તેમની સજ્જનતા ને સુશીલતાથી ખોટી પડી છે. જેમણે સેવાનો જ મહામંત્ર સ્વીકાર્યો છે તેમની આપણે શબ્દો સિવાય બીજી કઇ રીતે કદર કરી શકીએ ? પરંતુ શબ્દો પણ જો હૃદયના ઊંડાણમાંથી આપમેળે નીકળ્યા હોય તો તેના જેવું પ્રશંસા વ્યક્ત કરવાનું બીજું કયું સાધન છે ?

તેમને અભિનંદન આપવા વિરાટ સભા ભરીને મુંબઇ નગરીએ ફરી એક વાર પોતાની ગુણપરીક્ષાનું દર્શન કરાવ્યું છે અને તેમની મહાનુભાવતા ને સિદ્ધિનો ખ્યાલ તો બીજું કશું જ ન હોત તો પણ એકલું ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ—તેમની સેવાનું જ્વલંત પ્રતીક જ, આ તેમ જ આના પછી આવતી અનેક પેઢીઓને સફળ રીતે આપી શકત.

ગુજશાતણો પણ કરવા ધારે તો અન્ય બહેનોના જેવો જ રચનાત્મક વિકાસ સાધી શકે છે એ આપણી આજની આ અત્યંત વિશાળ ને માનીતી સ્ત્રી સંસ્થાએ બતાવી આપ્યું છે. લક્ષ્મીબાઈના સતત યત્નથી જ આ ઉચ્ચકક્ષાએ આપણું મંડળ પહોંચ્યું હોવાથી એનો ઘણો યશ તેમને ફાળે જાય છે.

આ પ્રસંગે આપણે સ્વ. સર જગમોહનદાસને પણ ભૂલવા જોઇએ નહિ. તેમણે પૂ. લક્ષ્મીબાઇને વિકાસ સાધવામાં ઘણી જ સહાય ને ઉત્તેજન આપેલાં ને તેથી કરીને એક રાતે તેઓ તેમના યશના સહભાગી છે.

જેમ એક અંગારો બુઝાતાં બૂઝાતાં પણ પાછળ અનેક તણખા મૂકી જાય છે ને તે તણખાઓ પ્રકાશ ને ઉષ્માના ભંડાર બની, જન્મદ અંગારાને સદા સર્વદા અમર રાખે છે તેમ તેમના દાખલા વડે પ્રોત્સાહિત બની, તેમનો જીવન-માર્ગ અનુસરવા ઉદ્યુક્ત થયેલાં સેંકડો નરનારીઓથી પૂ. લક્ષ્મીબાઈ પણ અમર જ રહેશે.

અંતમાં આપણે એટલું પ્રાર્થીએ કે ઇશ્વર પૂ. લેડી લક્ષ્મીબાઇને દીર્ઘાયુ બક્ષે ને તેમની જીવનસૌરભ દિશદિશ પ્રસરાવે."



## ૧૮ શેઠ શ્રી મોનજી અમીદાસ વોરા

જાફરાબાદનિવાસી વોરા મોનજી અમીદાસ સંવત ૧૯૩૫માં મુંબઇ ખાતે આવ્યા અને સાધારણ એવી નોકરીની શરૂઆત કરી; ત્યાર પછી મૂળજી જેઠા મારકીટમાં કાપડની દુકાન ભાગીદારીમાં શરૂ કરી. તે દુકાન બંધ થવા પછી તેમણે શેરબજારનું કાર્ડ લીધું અને એક સારા શેર દલાલ તરીકે તેઓ અત્યાર સુધી કામકાજ કરે છે.

તેમણે સને ૧૯૨૭માં વિલેપારલે ખાતે રૂપીઆ પંચોતેર હજારને ખર્ચે એક બાળાશ્રમ બાંધી તેનું ટ્રસ્ટ કર્યું, પરંતુ તે બાળાશ્રમ બરાબર ન ચાલવાથી તે બંધ કરી માટુંગામાં, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે સ્ટેશન પાસે બે ચાલીઓ કપોળ ભાઇઓને સસ્તે ભાડે આપવા માટે બંધાવી છે. જેનો ૪૫ કુટુંબોને લાભ મળે છે.

આ ટ્રસ્ટમાં તેમનાં ધર્મપત્ની યશોદા બહેને રૂપીઆ પંદર હજાર આપેલ છે. આ નિવાસોનું નામ વોરા મોનજી અમીદાસ તથા હરકોરબાઈ વરજીવનદાસ નરોત્તમદાસ કપોળ નિવાસ રાખેલું. કારણ કે હરકોર બહેનનાં પણ રૂપીઆ વીસેક હજાર લગભગ એમાં છે.

તેમણે વિલેપાર્લેમાં સાર્વજનિક દવાખાનું ચલાવવા માટે ત્યાંની મ્યુનિસિપાલિટીને તેમનું પાર્લાનું મકાન આપી દીધું છે, જેનું માસિક ભાડું રૂા. ૨૨૫) આવે છે. તે દવાખાનાનું નામ યશોદાબાઈ મોનજી અમીદાસ વોરા દવાખાનું રાખવામાં આવ્યું છે.

આ રીતે ભાઇશ્રી મોનજીભાઇએ કપોળ ભાઇઓ બહેનો માટે તેમ જ સાર્વજનિક મદદ અર્થે રૂપીઆ એક લાખ જેટલી રકમની સખાવત કરી છે.

——:૦:——

## ૧૯ સ્વ. શ્રી વરજીવનદાસ નરોત્તમદાસ વોરા

શ્રી. વરજીવનદાસ નરોત્તમદાસ મ્યુનિસિપાલિટીમાં નોકરી કરતા હતા. તેમના તથા તેમના પત્ની હરકોરબાઈના મળી રૂપિયા પંદર હજાર આશરે શેઠ



સ્વ. વરજીવનદાસ નરોત્તમદાસ વોરા
સ્વ. શ્રીમતી હરકોરબાઇ વરજીવનદાસ વોરા

મોનજી અમીદાસ કપોળનિવાસમાં ખર્ચાયા છે અને રૂપિયા સાડા સાત હજાર આશરે આ નિવાસના મકાનનિભાવ ફંડમાં ઉમેરાયા છે. અને બીજા સાડા સાત હજાર પરેલ ખાતે શેઠ જમનાદાસ ત્રિભોવનદાસના સ્મરણાર્થે ધર્માદા દવાખાનું ચાલે છે તેમાં આપેલ છે. આ સિવાય પણ રૂપીઆ પાંચથી સાત હજારની સખાવત બાઇ હરકોરબાઇએ કરેલ છે.



## ૨૦ સ્વ. શેઠશ્રી નાગરદાસ રતનજી વોરા

સ્વ. શ્રી નાગરદાસ રતનજી વોરા કેળવણીના કાર્યમાં ખૂબ રસ લેતા હતા. તેમના સ્વર્ગવાસ પછી તેમના ભાઇ શ્રી મોનદાસ રતનજીએ રૂપિયા દસેક હજારનું ટ્રસ્ટ કરીને જુદા કાઢયા. તેમાંથી જાફરાબાદના કપોળ વિદ્યાર્થીઓને પુસ્તકો અને સ્કોલરશીપ આપવામાં આવે છે. તેમનાં પુત્રી બહેન વિમળાબહેને પણ તેમનાં સ્મરણાર્થે રૂપીઆ દસ હજાર મીરજ ખાતે વોનલેસ (ક્ષય રોગના દરદીઓ માટે આરોગ્ય ભુવન) સેનેટોરિયમ માટે આપ્યા છે. અને તેમના બીજા પુત્રીઓ બહેન ભાગીરથી બહેન, બહેન પ્રભાબહેન, અને બહેન વિમળાબહેને ભેગા મળીને રૂપીઆ બે હજાર તેમનાં નામે અમરેલી કપોળ બોર્ડિંગમાં એક ફ્રી વિદ્યાર્થી રાખવાની શરતે આપ્યા છે. તેમજ રૂપિઆ પાંચસો જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળને પણ આપ્યા છે.

## ૨૧ સ્વ. ભાઇશ્રી અમૃતલાલ મોનદાસ વોરા



સ્વ. ભાઇશ્રી અમૃતલાલ મોનદાસ રતનજી વોરા

ભાઇ અમૃતલાલ વોરાનું બહુ જ નાની ઉમરે અકસ્માતથી મૃત્યુ થતાં તેમના પિતાશ્રી મોનદાસ રતનજી વોરાએ તેમનાં સ્મરણાર્થે રૂપીઆ પંચાવન હજારને ખર્ચે વિલેપારલેમાં બજાજ રોડ પર "અમૃત બાગ" બંધાવ્યો છે, જે સર અવસરે સૌને ઉપયોગી થઇ પડયો છે. તેમજ ચારેક કુટુંબોની સગવડ જેટલો એક કપોળ નિવાસ પણ અમૃત બાગની નજીક બંધાવ્યો છે.

## ૨૨ શેઠશ્રી લક્ષ્મીદાસ ભવાનીદાસ વોરા

વોરા લક્ષ્મીદાસ ભવાનીદાસના પિતાશ્રી ભવાનીદાસ નરોત્તમદાસે રંગન. વેપારમાં સારો પૈસો પેદા કર્યો હતો. પાછળથી તેમના પુત્ર ભાઇ લક્ષ્મીદાસે પણ વઢવાણુ મીલના ડીરેકટર તરીકે અને મુંબઇના શેર બજાર, રૂ બજાર વિગેરેમાં કામકાજ કરી સારી કમાણી કરી હતી. એટલે ભાઈ લક્ષ્મીદાસે તેમના પિતાશ્રીના નામથી રૂપીઆ વીસ હજાર સર હરકીસનદાસ હોસ્પીટલમાં વોરા ભવાનીદાસ નરોત્તમદાસ તથા તેમના માતુશ્રી બાઇ લાડકુંવરબાઈના નામથી બે બીછાનાઓ કાયમ નીભાવવા માટે એ હોસ્પીટલને આપ્યા છે. વળી જાફરાબાદ કપોળ નિરાશ્રિત ફંડમાં રૂપીઆ ત્રેવીસસો આપ્યા છે. આ ઉપરાંત રૂપીઆ બે હજાર જુદી જુદી સંસ્થાઓમાં આપ્યા છે. હાલમાં તેઓ ઇશ્વરદાસ કંપનીના નામથી દોરાનો ધંધો પણ કરે છે.



## ૨૩ સ્વ. શેઠશ્રી જુઠાભાઇ વિશ્રામ વોરા

સ્વ. શેઠ જુઠાભાઇ વિશ્રામ કીકાણી કુટુંબના કશ્યપ ગોત્રી હતા. તેઓએ નાનપણુથી જ મુંબઈ આવીને ભૂલેશ્વર કબુતરખાના સામે ગંધીઆણાને ધંધો શરૂ કર્યો હતો. ત્યારપછી તેમણે ચૂના રેતીનો ધંધો પણ કર્યો અને તેમાંથી પણ સારી એવી રકમ મેળવી.

તેઓએ રૂપીઆ તેર હજારના ખર્ચે ડેડાણમાં એક સારી ધર્મશાળા બંધાવી છે. જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળને શાળા માટેની જગા લેવા રૂપીઆ ત્રણ હજાર આપ્યા છે. સદર જગ્યા પર તેમના પિતાશ્રી, માતુશ્રી, તથા તેમના ધર્મપત્ની ભાણીબાઈના નામનો શિલાલેખ જડાવેલ છે. તેઓશ્રી પોતાનું માટુંગા ખાતેનું રૂપીઆ પાંત્રીસ હજારનું મકાન કપોળ નિવાસમાં ફેરવી નાખવા માટે પોતાના એકઝીક્યુટરોને ફરમાવતા ગયા છે.

આ સિવાય બીજી પણ રૂપીઆ પાંચેક હજારની પરચુરણ સખાવત તેઓ કરતા ગયા છે.



જાફરાબાદ

## ૨૪ સ્વ. શેઠ શ્રી પુરૂષોત્તમદાસ પુંજાભાઇ વોરા

શેઠ પુરૂષોત્તમદાસ પુંજાભાઇ કીકાણી વંશના કશ્યપ ગોત્રી છે. તેમણે નાનપણથીજ મુંબઇ આવી નોકરીથી શરૂઆત કરી હતી. ત્યારબાદ દીવાસળીના ધંધામાં સારો પૈસો મેળવ્યો હતો.

તેઓએ પીપાવાવમાં રૂપીઆ પાંત્રીસ હજારને ખર્ચે શ્રી રણછોડરાયજી તથા શ્રી રામચંદ્રજીનું સુંદર મંદિર બંધાવ્યું છે. રૂપીઆ પાંચ હજાર ટીંબીમાં કન્યાશાળાના નિભાવ માટે આપ્યા છે. અને તે કન્યાશાળાનું નામ વાલીબાઇ કન્યાશાળા રાખવામાં આવ્યું છે.



## ૨૫ શ્રી. પીતાંબરદાસ દુર્લભદાસ વોરા



શ્રી. પીતાંબરદાસ દુર્લભદાસ વોરા

જાફરાબાદમાં તેમજ માટુંગામાં કેળવણી અને અન્ય બીજી સામાજિક સેવાના ક્ષેત્રમાં ઉત્સાહ ભર્યો ભાગ લઈને પોતાની યુવાનીને શોભા આપનાર શ્રી. પીતાંબરદાસ દુ. વોરા શેઠ શામજી ભાણજી કુટુંબના વંશમાંથી ઉતરી આવેલ છે. પ્રગતિશીલ વિચારો ધરાવનાર અને કોમી સંકૂચિતતાથી પર એવા શ્રી. પીતાંબરદાસે પોતાના સમવયસ્ક યુવક મિત્રોની સહાય લઈને જાફરાબાદ કેળવણી મંડળ જેવી સદ્ધર સંસ્થા ઉભી કરી છે; જે સંસ્થા આજે જાફરાબાદ અને તેની આજુબાજુના ગામોની નાતજાતના ભેદ વગર શિક્ષણવિષયક સેવા બજાવી રહી છે; અને ત્યાં હાઈસ્કુલ સુધીની કેળવણી કશી પણ ફી વગર બધાને મળે છે.

શ્રી. પીતાંબરદાસને જાહેર સેવાનો રંગ ઘણો નાની ઉમરથી જ લાગ્યો હતો. નાનપણથી જ જાફરાબાદની જાહેર પ્રવૃત્તિઓમાં તેઓ ઉત્સાહભર્યો ભાગ લેતા આવ્યા છે. કેવળ ૧૮–૧૯ વર્ષની વયે મુંબઈ આવીને તેમણે શામજી ભાણજીની પેઢીમાં નોકરીથી શરૂઆત કરી હતી, અને કેમીકલ્સના ધંધામાં કાબેલીયત મેળવી હતી. પોતાના વતન જાફરાબાદમાં કેળવણીની સગવડ પૂરતી ન હોવાથી તેમણે તેને અંગે મુંબઈમાં હિલચાલ શરૂ કરી અને તેમાં ઘણી સફળતા મેળવી હતી. આ

ઉપરાંત જાફરાબાદમાં દુષ્કાળ પડયો હતો, તે પ્રસંગે મુંબઇમાં રાહત કાર્ય ઉપાડી લઇ જાફરાબાદવાસીઓની સારી સેવા બજાવી હતી. અને જાફરાબાદ અંગેની કોઇ પણ નાની મોટી પ્રવૃત્તિ હોય તો તેને ઉપાડી લેવામાં તેઓ પોતાના મિત્રો સાથે સદાય તત્પર હોય છે.

પોતાના પ્રગતિશીલ વિચારો અનુસાર કપોળ જ્ઞાતિની પણ તેઓ કિંમતી સેવા બજાવી રહ્યા છે. તેઓ અત્યારે મુંબઈમાં પી. દુર્લભદાસના નામે ધંધો કરે છે. માટુંગાની જાહેર પ્રવૃત્તિઓમાં સારો ભાગ લે છે; માટુંગામાં એક સાર્વજનિક સ્કૂલ સ્થાપવા માટે ખૂબ જહેનત ઉઠાવી કામ કરી રહ્યા છે. જાફરાબાદમાં હમણાં સ્થપાયેલ સાર્વજનિક દવાખાના માટે પણ તેમણે સારી મહેનત લીધી હતી.

ભાવિમાં અનેક સેવા પ્રવૃત્તિઓની આશા આપતા શ્રી. પીતાંબરદાસથી કપોળ કોમ અને વોરા કુટુંબ બન્ને વધુ યશભાગી બન્યાં છે.



## ૨૬ શેઠશ્રી દ્વારકાદાસ વિશ્રામ વોરા



શેઠ શ્રી દ્વારકાદાસ વિશ્રામ વોરા

વોરા દ્વારકાદાસ વિશ્રામ મુંબઇમાં કેમીકલ્સનો ધંધો કરે છે. તેઓ પોતાના વતન જાફરાબાદની જુદી જુદી સેવા પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લે છે. જાફરાબાદમાં તબીબી રાહતની શરૂઆત કરવાનું માન તેમને ઘટે છે. તેને માટે સારી જેવી રકમ પોતે આપીને તેમજ બીજાઓ પાસે અપાવીને તે કાર્યને સફળ બનાવ્યું છે એટલુંજ નહિ પણ તે પ્રસંગે પોતે જાતે જાફરાબાદ જઇ તેનું ઉદ્‌ઘાટન કરી તે પ્રસંગે રૂપીઆ એક હજાર આપ્યા હતા. આ સિવાય જાફરાબાદ કેળવણી મંડળને રૂપીઆ પાંચસો અને બીજા સખાવતી કાર્યોમાં પાંચ હજાર આશરે ૧૯૪૦ના એકજ વર્ષમાં તેમણે આપ્યા છે.



## ૨૭ શેઠ શ્રી ભગવાનદાસ ગોકુળદાસ વોરા

વોરા ભગવાનદાસ ગોકુળદાસનો જન્મ ભેરાઇ ગામે ગરીબ માબાપને ત્યાં થયો હતો, છતાં આપબળે આગળ વધીને મોટા વ્યાપારી થયા છે. નાનપણમાંજ મુંબઇ આવી ટુંક પગારથી નોકરીની શરૂઆત કરી, અને એકાદ વરસમાં જ તેમણે લોખંડ બજારમાં ભાગીદારીમાં કામકાજ શરૂ કર્યું અને છેલ્લા ચાલીશ વર્ષોથી શેઠ આદમજી લુકમાનજી સાથે ભાગીદાર છે. લોખંડ બજારમાં બાહોશ વ્યાપારી તરીકે તેઓશ્રી સારી નામના ધરાવે છે.



શેઠશ્રી ભગવાનદાસ ગોકુળદાસ વોરા

પોતાના માદર વતન ભેરાઇ પર એમને અથાગ પ્રીતિ હોઇ ભેરાઇ જેવા નાનકડા ગામમાં પણ તેમણે પોતાની સારી એવી મિલકત જનકલ્યાણાર્થે ખર્ચી છે. બહાર ગામના ભાઈઓ માટે જગન્નાથજી મંદિરની અડોઅડ એક સેનેટોરિયમ રૂપિયા સાતેક હજારને ખર્ચે તેમણે બંધાવ્યું છે.

રૂપીઆ પાંચેક હજારને ખર્ચે કપોળ મહાજનવાડી બંધાવી છે, તેમજ ભેરાઇ મુકામે રૂપિયા પાંત્રીસ હજારને ખર્ચે પુરી ધામધુમ સાથે વિષ્ણુયાગ કર્યો હતો.

જૂનાગઢ સ્ટેટને ગુજરાતી તાલુકા સ્કુલ તથા કન્યાશાળા બાંધવા માટે રૂપિયા બાર હજાર આપ્યા છે જેમાંથી સુંદર મકાન બંધાઇ તેમાં શાળાનું કામ શરૂ છે.

આ સિવાય ગામની બહાર રામચંદ્રજી તથા શિવાલયનાં સુંદર મંદિરો, અને સંન્યાસાશ્રમ જેનાં ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે તે રૂપિયા પચીસ હજારને ખર્ચે બંધાવ્યા છે.

આ સિવાય ભરૂચમાં ભૃગુપુર ઋષિ આશ્રમમાં શાળાનું મકાન બંધાવવા માટે રૂપિયા વીસહજાર આશરે આપ્યા છે.

જાફરાબાદમાં કેળવણી ઉત્તેજક મંડળ તરફથી ચાલતી શાળામાં પુસ્તકાલય માટે રૂપિયા પાંત્રીસસો આપ્યા છે.

આ સિવાય ભેરાઇમાં ઇશ્વરિયા મહાદેવના શિવાલયમાં રૂપિયા પાંત્રીસો તથા ઋષિકેશમાં પવાલે ગામે સદાવ્રત માટે રૂપિયા પાંચેક હજાર આપ્યા છે.

તેમની આ બધી પ્રગટ સખાવતોનો અંદાજ રૂપિયા સવા લાખ આશરે થવા જાય છે; તેમની છૂટીછવાઇ તેમજ ખાનગી સખાવતોનો તો કોઇ હિસાબ જ નથી. કોઇપણ સંસ્થાને માટે તેમની પાસે માગણી કરવામાં આવે તો હંમેશાં તેઓશ્રીએ ઉદારભાવે ને વગર સંકોચે યથાશક્તિ મદદ આપી છે, જેનો સરવાળો પણ ઓછામાં ઓછા પચાસ હજારથી પણ વધુ થવા જતો હશે. ભેરાઇનો એવો કોઇ જ વતની નહિ હોય કે જેને શેઠ ભગવાનદાસભાઇએ જરૂર પડે સાથ આપવામાં જરા પણ કચાસ રાખી હોય.

શેઠ ભગવાનદાસભાઈ બહુ ધર્મપ્રેમી છે, અને તેમનો ધર્મપ્રેમ પ્રભુસેવા સાથે જનસેવામાં પણ ઓતપ્રોત છે, દુષ્કાળ કે રોગચાળો અગર કુદરતી આફતના પ્રસંગોએ તેમનું ધન જનસેવા અર્થે હંમેશાં ખર્ચાય છે.

આ પુસ્તકનું પ્રકાશન પણ તેમની જ ઉદાર મદદને આભારી છે. છૂટા હાથે અને ઉદાર દિલે સખાવતી કાર્યોમાં મદદ કરવા છતાં તેમનામાં સહેજ પણ અભિમાન જણાતું નથી. સ્વાશ્રય અને સ્વ–પુરૂષાર્થથી આગળ વધેલા હોવાથી તેમનું હૈયું ગરીબોની દાઝ જાણવા અને તેમની ભીડ ભાંગવા સદાય તત્પર હોય છે. તેમના જેવા સરળ, સજ્જન અને નિરાભિમાની વ્યક્તિના છુટા હાથના દાનથી વોરા કુટુંબ અને કપોળ કોમ બન્ને ઉજળાં બન્યા છે, તેમનો દાનપ્રવાહ લોકહિતાર્થે સતત અને અવિરતપણે વહ્યા કરો એજ શુભેચ્છા.



## ૨૮. સ્વ. શેઠ શ્રી દુર્લભદાસ ત્રિકમજી વોરા

રાજુલાના પ્રતિષ્ઠિત શહેરી સ્વ. શેઠશ્રી દુર્લભદાસ ત્રિકમજી વોરાનું જીવન તેમની મીઠી સુવાસથી વધુ જાણીતું છે. કેટલાક સંસ્કારી માણસો નાના શહેર અને ગામડામાં મુંગા મુંગા સેવા બજાવીને પોતાના સંસ્કારી જીવનની કાયમી છાપ જનતા ઉપર મૂકી જાય છે, તેમાંના શેઠ દુર્લભદાસ ત્રિકમજી એક હતા.

તેમનો જન્મ ૧૯૦૨ની સાલમાં વીરતા ભર્યા જમાનામાં રાજુલાની પહાડી ભોમકામાં થયો હતો. અને નાની ઉમ્મરમાં જ તેઓ પોતાના બાપ અને કાકા સાથે આજુબાજુના ગામડાઓમાં કપાસ, અનાજ, ઘી, તેલ કાપડ વગેરેના ધંધામાં જોડાયા હતા. પોતાની ૨૫થી ૪૦ વરસની ઉમ્મર સુધી તેઓ મહુવાના રૂના શાહ સોદાગર વેપારી અને તેમના મોસાળીયા દોશી લવજી ભાણજીને ત્યાં રહી મોસમ દરમ્યાન રૂનો વેપાર કરતા, અને મોસમ ખલાસ થયે ચોમાસું બેસતાં પાછા રાજુલામાં આવી વડીલોની ખેતીવાડીનું કામ સંભાળતા હતા. અને પોતાની ૪૦થી ૬૦ વરસની ઉમ્મર સુધી તેઓ રાજુલામાં રહીને આજુબાજુના માંડરડી તેમજ જોલાપુરી કાંઠાના હડમતીયા દેવકા વગેરે નવાબી ગામોમાં મોટા પ્રમાણમાં ધીરધાર કરતા હતા; અને તેમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

પોતાની ૬૦ વર્ષની ઉમર દરમિયાન તેમના તમામ પુત્રોને સારી કેળવણી આપી અને મુંબઈમાં જુદા જુદા ધંધામાં જોડી દઈ, પોતે રાજુલાના વેપાર તથા ધીરધારનું કામ બંધ કરીને, છેલ્લાં ત્રીસ વરસ નિવૃત્તિપરાયણ જીવન ગાળ્યું. તેમનું આંતરજીવન ખૂબ ભવ્ય, સંસ્કારી, સરળ અને સાધુચરિત હતું. તેઓ અજાતશત્ર હતા. તેમને સંસ્કૃત ભાષા ઉપર અને તેમાં ખાસ કરીને શ્રી ગીતાજી ઉપર અનહદ પ્રેમ હતો. પોતાની પંચાશી વરસની ઉમરે પણ પોતાના પુત્રને બાજુમાં બેસાડી, શ્રી ગીતાજીના શ્લોકોનું શુદ્ધ વાચન તેની પાસેથી શીખી, શ્રી ગીતાજીના કેટલાક અધ્યાયો તેમણે કંઠસ્થ કર્યા હતા. અને પોતાના અંતકાળના સમયમાં તે શ્લોકોનું પારાયણ કરતા કરતા સદ્દગતિ પામ્યા હતા. अद्रोहः सर्व भूतेषु कर्मणा मनसा गिरा એ સૂત્રને તેમણે જીવનમાં અને વર્તનમાં બરાબર વણી દીધું હતું.

તેઓ અત્યંત નિયમિત, મિતાહારી અને સાત્ત્વિકવૃત્તિના હતા. આખી જીંદગીમાં તેમણે કદી મંદવાડ જોયો જ નહોતો. તેમનું શરીર કદાવર અને

પ્રભાવશાળી હતું. જીવનનાં છેલ્લાં ત્રીસ વરસ તેઓ એક જ વખત જમતા. છેવટ સુધી તેમણે સ્વાશ્રયી અને સંયમી જીવન ગાળ્યું હતું.

તેમણે પ્રજાની તેમ જ રાજ્ય અધિકારીઓની પણ સારી ચાહના મેળવેલી. સ્વ. સર પટ્ટણીજી પણ જ્યારે જ્યારે રાજુલા આવતા ત્યારે તેમને મુલાકાતનું માન આપતા; અને સ્વ. શેઠની બિમારી વખતે ખાસ તબીયત જોવા શ્રી. પટ્ટણીજી ઘેર પધાર્યા હતા.

શ્રી. દુર્લભદાસ શેઠ સં. ૧૯૯૦ ના ફાગણવદી ૫ ના રોજ સાંજના ૫ વાગે પુત્ર પૌત્રોની આશરે ૫૦ માણસોની લીલી વાડી મૂકી ૮૮ વરસની ઉમરે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પ્રભુસ્મરણ અંત સમય સુધી કરતા કરતા સદ્‌ગતિ પામ્યા.

શેઠ દુર્લભદાસ જો કે ચાલ્યા ગયા છે, પણ તેમની ખોટ તેમના સુપુત્ર શેઠ શ્રી. ભવાનીદાસે હજી રાજુલાને પડવા દીધી નથી. તેમના બીજા પુત્રો શ્રી. હરગોવિંદદાસ તથા નંદલાલભાઇ પણ ખૂબ સંસ્કારી, કેળવણીપ્રેમી અને રાજુલામાં કેળવણીનું ક્ષેત્ર કેમ વિસ્તૃત થાય તેવી અહોનિશ ભાવના ધરાવનારા છે. આ પરંપરા તેમનામાં અને તેમના વારસોમાં અખંડિત રહે, અને રાજુલા વિશેષ સમૃદ્ધ, સંસ્કારી અને પ્રગતિશીલ થાય એવી અભ્યર્થના.

## ૨૯ સ્વ. શેઠ શ્રી ગિરધરદાસ ત્રિકમજી વોરા

વોરા ગિરધર ત્રિકમજી રાજુલામાં તેમના ભાઇ દુર્લભદાસ ત્રિકમજી સાથે રહી ધીરધાર અને ખેતીનો ધંધો કરતા હતા. તેઓને સંતાનમાં એક માત્ર પુત્રી બેન જીવકોર કરીને હતાં જેમના લગ્ન શેઠ હરિદાસ માધવદાસ અમરસી સાથે થયાં હતાં.

વોરા ગિરધર ત્રિકમજી અપુત્ર ગુજરી જતાં તેમના ટ્રસ્ટીઓ વોરા ભવાનીદાસ દુર્લભદાસ તથા મોતીલાલ પ્રભુદાસ તથા દોશી મોહનલાલ મથુરાદાસ તેમની મિલકતની આવકમાંથી દર વર્ષે આશરે રૂપીઆ ચારસો જુદે જુદે સ્થળે વિદ્યાર્થીઓને સ્કોલરશીપ તરીકે આપે છે. ઉપરાંત રાજુલામાં નદીના સામે કિનારે સ્ત્રીઓને નાવા ધોવા માટે એક સ્નાનગૃહ બંધાવ્યું છે અને તેમાં કૂવો તથા ફરતો બગીચો બનાવવામાં આવ્યો છે.

## ૩૦ ડૉ. જેઠાલાલ વનમાળીદાસ વોરા

ડૉ. જેઠાલાલ વનમાળીદાસ વોરા મહુવાનિવાસી છે. તેઓ ૧૯૦૧માં મુંબઇ અભ્યાસાર્થે આવ્યા હતા. અને શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ સ્કૂલમાં રહી ૧૯૦૭માં ડોકટરી પરીક્ષા પસાર કરી, ૧૯૦૮થી પોતાનું સ્વતંત્ર દવાખાનું બારભાયા મહોલ્લામાં શરૂ કર્યું. અને ધંધાની બાહોશીથી તેઓએ સારા ડાકટર તરીકે ખૂબ જ નામના મેળવી છે. અને હાલ, માંડવી, માટુંગા અને ભુલેશ્વર એમ ત્રણ સ્થાને દવાખાના ચલાવે છે.



ડૉ. જેઠાલાલ વનમાળીદાસ વોરા

વૈદકિય પ્રવૃતિઓવાળી ઘણી જાહેર સંસ્થાઓની કાર્યવાહીમાં તેઓ સેવા બજાવે છે. તેઓ કેળવણીના ખૂબજ હિમાયતી હોઇ, કપોળ વિદ્યાર્થીઓની કેળવણીમાં ખૂબ રસ લે છે, અને શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ તેમજ અમરેલી કપોળ બોર્ડીંગ સ્કૂલના મંત્રી તરીકે તેઓ વર્ષોથી સારી સેવા બજાવતા રહ્યા છે.

આ સિવાય કપોળ નિરાશ્રિત ફંડ, સામુદ્રિ માતા તથા શેઠ ધરમદાસ વલ્લભદાસ ફંડના ટ્રસ્ટી તરીકે તેઓ સારૂં કામ બજાવે છે. તેમાં ખાસ કરીને સામુદ્રિ

માતાનો વહિવટ તેમના હસ્તક આવ્યા પછી તેમણે સામુદ્રિ માતાની મિલકતો અને ફંડને સારા પાયા ઉપર મૂકી દીધાં છે. અને વ્યવસ્થામાં ઘણો સુધારો કર્યો છે. તેઓ વિચારે પ્રગતિશીલ છે અને જ્ઞાતિની દરેક સુધારક પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લે છે.

તેઓ મુંબઇના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લઇ રહ્યા છે. વરસોથી મહાસભાની પ્રવૃતિમાં મુંબઇમાં એક આગેવાન મહાસભાવાદી તરીકે નામના મેળવી છે. તેઓએ માંડવી વિભાગની મહાસભા સમિતિના પ્રમુખ તરીકે વર્ષો સુધી સેવા બજાવી છે. ૧૯૩૧ની સત્યાગ્રહની લડતમાં તેઓ જેલમાં પણ જઇ આવ્યા છે.

મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશનમાં તેઓ સને ૧૯૨૨થી સભ્ય તરીકે બીરાજે છે, અને પ્રજાપક્ષે રહી તેઓ મુંબઇ શહેરની સારી સેવા બજાવે છે. સને ૧૯૩૧-૩૨માં સ્કુલ કમિટીના ચેરમેન તથા ૧૯૪૦માં સ્ટેંડીંગ કમીટીનાં ચેરમેન તરીકે તેઓ ચુંટાયા હતા; અને તેમના પ્રમુખપદ દરમિયાન આ બંને કમીટીઓની કાર્યવાહીને સારો વેગ આપ્યો હતો. તેઓ કોરપોરેશનમાં મહાસભા પક્ષનાં ડેપ્યુટી લીડર (ઉપ-નેતા) છે.

જે સંસ્થામાં તેમણે અભ્યાસ કર્યો છે તે સંસ્થાનું યત્કિંચિંત ઋણ અદા કરવા અર્થે તે સંસ્થાને તેમણે તન મન અને ધનની સેવાઓ અર્પણ કરી છે. શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ સ્કુલમાં પોતે રૂપીઆ બે હજાર આપ્યા છે, એટલું જ નહિ પણ શેઠ સુંદરજી બીલ્ડીંગ બોર્ડીંગને અપાવવામાં તેમણે ખૂબ જહેમત ઉઠાવી હતી.

કેળવણીના ઉપાસક, મુંબઇના અગ્રગણ્ય શહેરી અને જ્ઞાતિ સેવક તરીકે તેમની કારકિર્દી ઘણી ઉજ્જવળ રહી છે. અને તેમની લાંબા વર્ષોની જાહેર સેવાના સન્માન અર્થે ૧૯૪૨માં મુંબઈમાં માધવબાગ ખાતે શ્રી મંગળદાસ પકવાસાના પ્રમુખપણા હેઠળ એક મેળાવડો યોજાયો હતો.

મહુવામાં કેળવણીના પ્રચાર અર્થે તેમણે ખુબ જહેનત ઉઠાવી મહુવા કપોળ વિદ્યાર્થીગૃહ માટે રૂા. ૭૫ હજાર એકઠા કર્યા હતા તેમ જ કપોળ બાળાશ્રમ શરૂ કરવા માટે રૂા. ૩૫ હજાર એકઠા કરવામાં તેમણે સારો શ્રમ ઉઠાવ્યો છે.



## ૩૧ શેઠ શ્રી વ્રજલાલ જીવનદાસ વોરા



શેઠ વ્રજલાલ જીવનદાસ વોરા

વોરા વ્રજલાલ જીવનદાસ મહુવા-નિવાસી છે. તેમણે નાનપણમાં મુંબઇ આવી સાધારણ નોકરીથી શરૂઆત કરી હતી. તેમનાં પિતાશ્રી તથા તેમના મોટાભાઇ જમનાદાસે ઘોઘારી પાઘડી બાંધવાનો ધંધો બહુ સારી રીતે કેળવ્યો હતો. તેથી તેઓ પાઘડી-વાળાના કુટુંબ તરીકે ઓળખાય છે. વ્રજલાલભાઇએ નાનપણથીજ કાપડનો ધંધો શરૂ કરી એ ધંધામાં દાખવેલી બાહોશીથી ઠીક કમાયા છે. તેમણે પોતાના વતન મહુવામાં ગીતા પાઠશાળા માટે સારી એવી રકમ આપી છે. ધાર્મિક કાર્યોમાં તેમજ ગીતા પ્રચારમાં બહુ સારો રસ લઈ રહ્યા છે. તેમજ કપોળ કોમમાં પણ એક આગેવાન તરીકે સેવા બજાવે છે.

## ૩૨-૩૩ સ્વ. શેઠશ્રી રણછોડદાસ હંસરાજ વોરા

## શેઠશ્રી અમીદાસ હંસરાજ વોરા

શેઠ રણછોડદાસ હંસરાજ તથા શેઠ અમીદાસ હંસરાજ આ બંને ભાઈઓ કીકાણી વંશના કશ્યપ ગોત્રી છે અને દેલવાડાના રહીશ છે.



શેઠશ્રી રણછોડદાસ હંસરાજ વોરા

શ્રી રણછોડદાસ નાનપણમાં મુંબઈ આવી તેમનાં બનેવી શેઠ હરજીવનદાસ ધારશીની દુકાનમાં નોકર તરીકે જોડાયા હતા. ત્યાર પછી પોતાની બુદ્ધિ અને શકિતથી તે જ દુકાનમ ભાંગીદાર થયા.



શેઠશ્રી અમીદાસ હંસરાજ વોરા

પાછળથી અમીદાસ ભાઈને બોલાવી સાથે ભાગીદાર તરીકે જોડયા. બંને ભાઈઓ એ સાથે મળીને લોખંડનું કામકાજ ખૂબ જમાવ્યું અને તે ધંધામાંથી સારી મિલકત મેળવી. બંને ભાઈઓએ રૂપીઆ પચાસ હજાર આશરે ધર્માદામાં ખર્ચ્યા છે. ગુપ્તપ્રયાગમાં રૂપીઆ પચાસ હજાર ખર્ચી ધર્મશાળા બંધાવી છે. દોણીયા મહાદેવની ધર્મશાળામાં રૂપીઆ સાતેક હજાર ખર્ચ્યા છે. તેમજ પવિત્ર ધામ બદ્રીનારાયણ તથા કેદારનાથમાં રૂપીઆ ૫ થી ૬ હજાર આશરે ખર્ચ્યા છે.

તેમણે તેમની બેનો અને બનેવીની મિલકતનો સારામાં સારો ઉપયોગ કરી ઉનામાં હાઈસ્કુલ તથા મુંબઈમાં કપોળનિવાસ બંધાવી, તેના ટ્રસ્ટીઓ તરીકેનો વહિવટ બહુ જ સરસ રીતે કર્યો છે.

## ૩૪ શેઠશ્રી કેસુરદાસ પ્રાણજીવનદાસ વોરા

વોરા કેસુરદાસ પ્રાણજીવનદાસ દેલવાડાની એક આગેવાન વ્યક્તિ છે. તેમના પિતાશ્રીનો તીવ્ર બુદ્ધિમતાનો વારસો તેમનામાં પણ ઉતરી આવ્યો છે. દેલવાડાની દરેક પ્રવૃતિઓમાં તેઓ રસપૂર્વક ભાગ લે છે.



શેઠશ્રી કેસુરદાસ પ્રાણજીવનદાસ વોરા

શેઠ મેઘજી કાનજીના ટ્રસ્ટી તરીકે તેમણે શ્રીનાથજીમાં ધર્મશાળામાં અને જાફરાબાદ કેળવણી મંડળની હાઇસ્કુલમાં મોટી રકમ આપી ટ્રસ્ટ તરીકે સુંદર શુદ્ધ કાર્ય બજાવ્યું છે. જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના તેઓ ઉપપ્રમુખ છે. અને મંડળની ઉન્નતિમાં તેમનો હિસ્સો નાનોસુનો નથી. વળી જાફરાબાદની હાઇસ્કુલના મકાનમાં બાંધકામ ઉપર જાતિ દેખરેખ રાખી એ કામને દીપાવ્યું છે. જાફરાબાદ કેળવણી મંડળનું ફંડ સદ્ધર થયું તે તેમની સેવાને આભારી છે. તેમણે મુંબઈમાં સોપારી વગેરેના ધંધાની શરૂઆત કરી એ ધંધાને સારી રીતે કેળવ્યો છે.



## ૩૫ સ્વ. શેઠ શ્રી વોરા જમનાદાસ ગીગા



સ્વ. શેઠ શ્રી જમનાદાસ ગીગા

વોરા જમનાદાસ ગીગા મુંબઈમાં પોર્ટ ટ્રસ્ટમાં સારી નોકરી પર હતા. તે વખતના કપોળ જ્ઞાતિના પ્રશ્નોમાં સારો રસ લેતા હતા. તેઓએ વોરા કુટુમ્બનો આંબો કરવા પ્રયત્ન આદર્યો હતો. તેમનાં પુત્ર વિઠ્ઠલદાસ જમનાદાસે ઘડિયાળના વેપારી તરીકે સારી નામના મેળવી છે.



नहि कल्याणकृत् कश्चित् दुर्गतिम् तात गच्छति ।

હે તાત, કલ્યાણ કરનારની કદી અસદ્‌ગતિ થતી નથી.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા



જ્યાં મન ભયથી વિમુક્ત છે, અને મસ્તક
સદાયે ઉન્નત છે,

જ્યાં જ્ઞાન બંધનોથી સ્વતંત્ર છે,

જ્યાં સંકૂચિત મનની સાંકડી દિવાલોએ
દુનિયાને વિભક્ત નથી કરી,

જ્યાં વાણી સત્યના અતળ ઉંડાણમાંથી વહે છે,

જ્યાં પૂર્ણતાની સિદ્ધિ અર્થે અવિરત પરિશ્રમ
અહોરાત થાય છે,

જ્યાં બુદ્ધિનું નિર્મળ ઝરણું નિર્જીવ આદતોના
શુષ્ક રણમાં ગુંગળાઇ નથી ગયું,

જ્યાં નિત્ય-વિકસિત વિચાર અને આચારનો
તું રાહબર છે,

એવા મુક્તિના સ્વર્ગમાં, હે કરૂણાળુ તું
અમ દેશને દોરવ.

**કવિવર રવિન્દ્રનાથ ટાગોર**